દરિયાની મુસાફરી કરીને એમણે રડવા માડયું એમના મોટા ભાઈને આમાં અપશુકન જણાયા એથી એમણે બાળકને ખૂબ ખૂબ ધમકાવીને છાનો રાખવાનો યત્ન કર્યો બાળક છાનો તો નહિ રહી શક્યો પણ તેના મનમાં મોટાભાઈનો ભય એવો ઊંડો પેસી ગયો કે બીજા ચાળીસ વર્ષ સુધી મોટાભાઈને કોઈ પણ રીતે ગુસ્સો ચઢે તેવું કરતાં એ ડરી જતા અને આ વૃત્તિને પરિણામે મોટી ઉમરે પણ એઓ મોટાભાઈના નિકટ સબધમાં ન આવી શક્યા આ બાબત, કિશોરલાલને તો આની કદી જ ખબર નહિ હોય કે પોતાના આવા નાના અને સહજ કૃત્યથી નાના ભાઈના કુમળા મગજ ઉપર આવી અસાધારણ અસર થઈ છે.

"સગના જમાનામાં અને અત્યારે પણ ઘણા માબાપો પોતાના છોકરાનો સ્વતત્રપણે વિકાસ થવા દેતા નથી અને તેમને ધાકથી અને કહેવાતી કડક શિસ્તથી જ ઉછેરે છે એના કેવા ગભીર પરિણામ થાય છે એની એમને ભાગ્યે જ ખબર હોય છે! આને પરિણામે એ છોકરા મોટા થતાં બુદ્ધિશાળી, સ્વતત્ર વિચાર કરવાને શક્તિમાન હોય તેવા મનુષ્યો નહિ પણ રોજામાં ચાલતાં ઘેટા જેવા જ થઈ જાય છે" એમ લલ્લુભાઈ આ પ્રસગને ઉદ્દેશીને ઘણી વાર કહેતા.



# પ્રકરણ છઠ્ઠું.

લલ્લુભાઈએ પાંચ વર્ષ પૂરાં કર્યાં ત્યારે એમને ભાવનગર સ્ટેટની ગુજરાતી સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યા તે વખતે સામાન્ય પ્રથા એવી હતી કે નાના છોકરાઓને તો ઘરની પાસે ગામની જે નિશાળ હોય એમાં જ મૂકવામાં આવતા પણ શામળદાસને સરકારી શિક્ષણપદ્ધતિ વધુ પસંદ હતી અને ગામડી નિશાળો પર શ્રદ્ધા ન હતી એટલે એમણે તો પુત્રને સરકારી સ્કૂલમાં જ મૂક્યો તેમની સાથે એક છોકરો પગાવાળો જતો એટલે માર્ગે ભય પણ નહિ રહે એમ યોજના કરી

તે જમાનાને અનુસાર પિતાએ એમને માટે ઘેર પણ શિક્ષક રાખ્યો આવી રીતે ઘરશિક્ષકો બે રાખવામાં આવ્યા હતા અને એ માટે લલ્લુભાઈને બહુ સારો મન બંધાયો હતો, જો કે પોતે ધારતા હતા કે બેમાંથી એક શિસ્તપાલનના કાંઈક વધુ પડતા આગ્રહી હતા શામળદાસ તે વખતે પણ રાજ્યમાં મોટા અમલદાર હતા એટલે એંગ્લો–વર્નાક્યુલર તેમ જ વર્નાક્યુલર સ્કૂલોના હેડ-માસ્તરો અઠવાડિયામાં એકાદ–બે વખત તો ઘેર આંટો મારી જ જતા

વર્નાક્યુલર સ્કૂલ તે વેળા તાલુકા સ્કૂલ કહેવાતી તેના હેડમાસ્તરનું નામ વલ્લભદાસ ગોપાળદાસ કડક શિસ્તપાલનના હિમાયતી

તરીકે તેમની કીર્તિ હતી તેમનામાં બુદ્ધિ અને સ્નેહ બન્ને હતાં અને એથી એ માસ્તરો તેમ જ વિદ્યાર્થી ઉભયમાં ખૂબ પ્રિય થયા હતા વર્નાક્યુલર સ્કૂલોના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરની પદવી સુધી એ ચઢ્યા હતા અને તે હોદ્દા ઉપરથી જ્યારે એ નિવૃત્ત થયા ત્યારે માસ્તરોએ તેમ જ તેમના હાથ નીચે કેળવણી લઈ ગયેલ વિદ્યાર્થીઓએ તેમના માનમા એક ફડ ઊભુ કર્યું હતું; તેની આવક પ્રાથમિક શાળાઓના માસ્તરોના લાભાર્થે વપરાય છે.

જ્યારે લલ્લુભાઈએ ચોથુ ગુજરાતી ધોરણ પસાર કર્યું ત્યારે અંગ્રેજીમા બેસાડવાને બદલે વલ્લભદાસે એમને પાચમા ગુજરાતી ધોરણમા બેસાડવાનો પિતાને આગ્રહ કર્યો અને પિતાએ તે કબૂલ પણ રાખ્યો એમ કરવાથી લલ્લુભાઈને સારો લાભ પણ થયો અને નુકસાન પણ થયુ પાચમા ગુજરાતી ધોરણમા એમને ગણિત એટલુ સરસ શીખવવામા આવ્યુ કે ઠેઠ અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી ગણિતમા એમને કાંઈ પણ શીખવાપણુ રહ્યુ ન હતુ એ લાભ, પાછળથી લલ્લુભાઈને બે અંગ્રેજી ધોરણ સાથે શીખવવામા આવ્યા ત્યારે અંગ્રેજીનો પાયો કાચો રહી ગયો તે નુકશાન બે ધોરણ સાથે શીખવવામા આવ્યા ત્યારે એમનુ અંગ્રેજી વિષયનુ જ્ઞાન કાચુ રહી ગયેલુ એથી છઠ્ઠા ધોરણમાં નપાસ થયા અને એક વર્ષ એમને વધારે ત્યા ગાળવુ પડ્યુ આટલુ જ નહિ પણ એ કાચા જ્ઞાનને પરિણામે એમને ત્યાં સુધી અભ્યાસમા રસ પણ પડ્યો નહિ !

ખાનગી શિક્ષકો જો કે સારા હતા છતા લલ્લુભાઈને થયેલો એમનો અનુભવ એમ કહે છે કે જ્યા સુધી એ શિક્ષકો હતા ત્યા સુધી લલ્લુભાઈને લેસનમા ખાસ શ્રમ પડતો નહિ અને માસ્તર

આવે નહિ ત્યાં સુધી પોતે ઘેર આપેલું લેસન કરતા નહિ પણ જ્યારથી ખાનગી શિક્ષકો આવતા બંધ થયા અને લલ્લુભાઈને અભ્યાસ માટે પોતાની મહેનત ઉપર જ આધાર રાખવો પડ્યો ત્યારથી અભ્યાસ પ્રત્યે રુચિ વધી આ ઉપરથી એમણે પોતના મનાનો જ્યારથી સ્કૂલમાં જતા થયા ત્યારથી તેમને માટે ખાનગી શિક્ષકની ગોઠવણ રાખેલી જ નહિ અને એથી કશું ખોટું પરિણામ આવ્યું ન હતું એમ પોતે માનતા હતા એથી જ એમનો તો દૃઢ મત હતો કે ખાનગી શિક્ષક કદી રાખવા નહિ પરંતુ, સાથે સાથે, એઓ પણ એમ સમજતા કે દરેક સ્કૂલમાં સરખું ઉચ્ચ કક્ષાનું શિક્ષણ અપાતું નથી, અને સામાન્ય હોશિયાર છોકરાઓ કરતા જે છોકરો અભ્યાસમાં પછાત પડતો હોય તેને માટે સ્કૂલમાં કોઈ ખાસ દરકાર રાખતું નથી આથી પૈસાદાર કુટુંબોમાં જો છોકરો પાછળ પડતો હોય તો એને માટે ખાનગી શિક્ષક એ પૈસાદાર માબાપો રાખે એ સહજ તથા સમજી શકાય તેવું છે

લલ્લુભાઈને ભણવા પ્રત્યે અંગ્રેજી બીજા ધોરણથી છઠ્ઠા ધોરણ સુધી કંટાળો હતો તેનું એક બીજું પણ કારણ હોય એ ત્યારે બીજા ધોરણમાં હતા ત્યારે ભાવનગરમાં "[illegible]" જાતનો તાવ ઘણો ચાલતો હતો તેમાં લલ્લુભાઈ સપડાઈ ગયા જેને એ તાવ આવતો તેને થોડા દિવસ ખૂબ તાવ ચડતો અને તે ઉતર્યા પછી માથામાં પુષ્કળ દર્દ થતું પણ લલ્લુભાઈને તાવમાં મગજ ઉપર અસર થઈ અને ત્રીજેક કલાક બેભાન રહેતા. એમની સ્થિતિ એટલી ગંભીર જણાયેલી કે શામળદાસ એક સ્થળે-સમુદ્રકિનારે હવા ખાવા ગયેલા ત્યાંથી તેમને તાબડતોબ બોલાવવા પડેલા આ ગંભીર માંદગીમાં

મુખ્ય મારવા કરનાર કાકીગા હતાં અને દાક્તરમાં સૂરતવાસી દાક્તર બરજોરજી હતા આ બેની કાળજીથી એ મૃત્યુના પંજામાંથી છૂટી ગયા એમના મગજ ઉપર જે અસર થયેલી તેને બરાબર નીકળતાં ચારેક વર્ષ થયાં, એ ઉપરાંત, એક બીજું આશ્ચર્યકારક પરિણામ આવ્યું, અને તે એ કે ત્યાં સુધી એઓ પાતળા અને કાળા હતા એમને ઘણા 'કાળિયો' પણ કહેતા ! પણ આ તાવ પછી એમની ચામડી શ્વેત થતી ગઈ અને પછી તો કોઈ માને પણ નહિ કે એ પહેલા કાળા હતા એટલા ગૌરવરણા થઈ ગયેલા. તેમનુ વજન પણ તે પછી વધવા માંડયુ હતુ.

રૂવાપરીના દરવાજાથી થોડે આગળ આવેલી એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તર પ્રાણનારાયણ મયાશંકર નામના નાગર બ્રાહ્મણ હતા આ પ્રાણનારાયણભાઈ તે પ્રસિદ્ધ બૅરિસ્ટર રાજેન્દ્ર સોમનારાયણ દલાલના કાકા થાય શિસ્તપાલનના સિદ્ધાંતમા એ વલ્લભદાસ જેટલુ નહોતા માનતા; છતા પોતાના મિલનસાર સ્વભાવથી અને સહજ ઔજસ્યથી તેમણે પણ હાથ નીચેના માસ્તરોના અને વિદ્યાર્થીઓનાં સ્નેહ, માન અને પૂજ્યબુદ્ધિ પ્રાપ્ત કરેલા એ શેતરંજના સારા રમનાર હતા. એટલે દર શનિ-રવિએ શામળદાસને ત્યા શેતરજ રમવા આવતા. તે વેળા ત્યાના વૈદકખાતાના ઉપરી દા બરજોરજી બહેરામજી, વડા જજ વિદ્યારામ ગૌતિરામ (સૂરતના નાગર) અને બીજા ત્રણેક જણ પણ આવતા, કોઈ શેતરજ રમાતી જોવા આવતા અને કોઈ પોતપોતાના ખાતાની વતો કરવા આવતા. સંતુભાઈના મોટાભાઈ વિઠ્ઠલરામ તે વેળા દીવાની જજ હતા અને શેતરજના બહુ શોખીન હતા એટલે આવે પ્રસગે જરૂર હાજર રહેતા.

આ વેળા દીવાન બહાદુર કૃષ્ણલાલ મો. ઝવેરીના મોટાભાઈ મોતીલાલ પણ ભાવનગર હાઈસ્કૂલમાં આસિસ્ટન્ટ માસ્તર હતા અને લલ્લુભાઈ એમના હાથ નીચે ભણેલા પણ ખરા. વિઠ્ઠલદાસના મોટા પુત્ર ભૂપતરાય, લલ્લુભાઈના એક પુત્રવધૂ સૌ. મધુરિકાબહેનના નાના ડૉ. માનભાઈ વગેરે કેટલાક પણ એમના શિષ્યો હતા. દીવાન બહાદુરના બે બીજા ભાઈ હરિલાલ અને મણિલાલ પણ એ જ હાઈસ્કૂલમાં તે અરસામાં ભણેલા. દીવાન બહાદુર ઝવેરી પોતે ૧૮૮૦ના અરસામાં ભાવનગર ભણવા ગયેલા.

ન્યાયાધીશ વિઠ્ઠલદાસભાઈની જેમ ડૉ. બારજોરજી પણ સૂરતના હતા. તે ઉપરાંત, બારજોરજીના હાથ નીચે બે ડાક્તરો હતા તે ડૉ. શિવનાથ રઘુનાથ વ્યાસ અને ડૉ. નારણરામ મોતીરામ પણ સૂરતના જ હતા. આ ત્રણે ડાક્તરોને શામળદાસના કુટુંબ જોડે ગાઢ સંબંધ હતો અને એઓ પણ અવારનવાર એમને ઘેર આવતા.

આટલું આવશ્યક વિષયાન્તર કર્યા કેડે આપણે પુનઃ કાકીમા અને તેમના નાના ભત્રીજા લલ્લુભાઈ પ્રત્યે નજર વાળીએ. કાકીમાના જેવી પ્રતિભાશાળી વ્યક્તિઓ એ જમાનામાં ઘણા મોટા કુટુંબોમાં દૃષ્ટિગોચર થતી હતી. પોતાના પિયર ઉના-દેલવાડાથી ભાવનગર સાસરે આવીને આ પોતાના વ્યક્તિત્વના બળે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર કાકીમા નાની ઉમરે વિધવા થયાં હતાં. એટલે એમને પોતાની સંતતિ તો હતી જ નહિ પણ એવાં વ્યક્તિત્વશાળી માનવીઓને સંતતિ માટે મર્યાદા નથી હોતી. ગમે તે બાળકને લઈને પોતાનું ગણી શકે છે—અમના આવી વ્યક્તિઓ સંયુક્ત કુટુંબના સમાજમાં

ઉત્પન્ન થતી એટલે આધુનિક જમાનામાં એમને આપણે જવલ્લે જ જોઈ શકીએ. યોગ્ય ભૂમિ ઉપર જ અમુક વૃક્ષો ફાલી શકે. ઉંચાઈમાં કદાચ પૂરા ૭ ફીટ નહિ હોય પણ સામા માણસને તો કાકીમા ૭ ફીટ કરતાં પણ ઉંચાં લાગતાં. તેમના દાંત રંગેલા હતા. તેમના મોંમાં પાન, સોપારી, તજ, લવંગ, એલચી વગેરે મતત ભર્યું જ રહેતું. આત્મગૌરવથી સભાન, વાતવાતમાં ભ્રુકુટિ ચઢાવતી લગભગ કડક મુખમુદ્રા તેમના રૂઆબ અને દોરની પ્રતીતિ કરાવતી. તેમનો કડપ અને શિસ્તપ્રિય વ્યક્તિત્વ માત્ર અમાસ શામળદાસના કુટુંબ ઉપર જ નહિ પણ સારીયે નાગરી ન્યાત ઉપર વર્ચસ્વ સ્થાપતાં. જ્ઞાતિમાં કોઈ પણ ઠેકાણે જન્મ, વિવાહ, લગ્ન, મરણના પ્રસંગોમાંથી કોઈ અપવાદરૂપે જ એવો પ્રસંગ હોય જ્યાં કાકીબાનું નેતૃત્વ નહિ હોય. તેમણે જોડેલ વિવાહ (પછી ભલે તે છોકરો-છોકરી ઘોડિયાંમાં રમતાં હોય) ભાગ્યે જ કોઈ છાંડવાની હિંમત કરતું. ગમે તેવો શોક હોય કે બીજું કારણ હોય પણ લગ્નવિધિ કાકીબાએ ઘેરેલ રૂપરેખા પ્રમાણે જ થતો. મરણ પછી મોં કેમ વાળવું, કાણ કેમ કરાવવી એ વિષેનું તેમનું અગાધ જ્ઞાન જ્ઞાતિના લાભાર્થે દરેક મરણ વખતે ઉપયોગમાં આવતું અને તેમની આજ્ઞાનો ભંગ કરવાની તાકાત કોઈમાં ન હોતી.

આવા પ્રતાપી વ્યક્તિત્વવાળા માનવી માત્ર ગૃહકાર્ય કે જ્ઞાતિકાર્યથી સંતોષ માને એ કેવળ અશક્ય છે એટલે કાકીબાની વિહંગદૃષ્ટિ પોતાના દિયર શામળદાસને ત્યાં થતી કારભારની ખાનગી ચર્ચા ઉપર પણ પડતી. એમને એમ લાગ્યું કે નાના લલ્લુભાઈ જો ધ્યાન આપે તો પોતાને ઘણું કહી શકે અને મદદ કરી શકે; કારણ કે લલ્લુભાઈનું કુમળું વય જોતાં એમને ગમે ત્યાં જવાની

અને બેસવાની છૂટ હતી આથી કાકીમાએ લલ્લુભાઈને શી આઈ ડીના નામ પર રોક્યા અને શામળદાસ બીજાઓ જોડે જે જે વાત કરે તે ગાળગી લેવી અને પોતાને કહી દેવી એમ એમણે ભત્રીજાને કહ્યું પણ ભત્રીજાને આવા પ્રકારનું 'છૂપીપોલિસપણું' કરે એ વાત જ અશક્ય હતી તેના કુમળા માનસમા પણ આવી ચોરી કરવાને અથવા તો ચરુચુગલી કરવાને અને વિશ્વાસઘાત કરવાને માટે સ્થાન ન હતુ તે કાકીમા જાણી શક્યા નહિ

ભત્રીજો ( તેને એ કામ સોંપાયા પછી ) અની ચર્ચા વખતે હાજર રહેવા માડ્યો પણ સાવ જાગ્રત રહીને બધી ચર્ચા સમજવાને બદલે એક ખૂણામા બેસી નિરાતે ઉંઘ ખાવા લાગ્યો ! પાચ-પચ વાર કાકીમા ખિજવાયા ભત્રીજાને તેમણે ઠપકો આપ્યો પણ ભત્રીજાનું વર્તન બદલાયું નહિ આખરે નિરાશ થઈને કાકીમાએ એ વાત પડતી મૂકી

જ્યારે લલ્લુભાઈ માત્ર વર્ષના હતા ત્યારે એમના વિવાહ સંતોકરામ માધવજીના પુત્રી નાની બહેન જોડે થયા નાની બહેનની ઉમર તે વેળા ત્રણેક વર્ષની હતી ! અત્યારના મૈત્રીલગ્ન, પ્રેમલગ્ન વગેરેના જમાનામા પણ આ જાતના ઘોડિયામા રમતા છોકરાના વિવાહ અને લગ્ન ગુજરાતમા થાય છે-શિક્ષિત જ્ઞાતિમા નહિ થતા હોય તો પછી ૧૮૭૦ની સાલમા વડનગરા નાગર જ્ઞાતિમા પણ આવા વિવાહ થાય એમા આશ્ચર્યજનક કશુ નથી આવા વિવાહ સામસામી સ્ત્રીઓ જ ગોઠવતી પણ લલ્લુભાઈના મા ગુજરી ગયા હોવાથી કાકીમાએ માત્ર નામનુ પિતાને પૂછ્યુ ખરુ શામળદાસ આવી બાબતોમા બહુ ઓછો રસ લેતા અને રાજકારભારના કામમા એટલા

રચ્યાપચ્યા રહેતા કે એમની પાસેથી આવાં કામમાં મંજૂરી મેળવવાની કાકીમા જેવાં વડીલને મુશ્કેલી પડે જ નહિ, અને એ એમણે મેળવી લીધેલી.

આ વર્ષો દરમ્યાન લલ્લુભાઈ એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ અને ત્યાંથી હાઈસ્કૂલમાં દર વર્ષે એકેક વર્ગ ચઢતા આગેકૂચ કરતા જતા હતા. તેમના સોબતીઓમાં પ્રભાશંકર જટાશંકર[1] શંકરપ્રસાદ[1] હરિપ્રસાદ, નવનિધરાય હરજીવનદાસ, ગુલાબરાય છગનલાલ, કમળાશંકર ગિરિજાશંકર વગેરે હતા. આ બધામાં વર્ગમાં નંબર કોણ ઊંચો રાખે એની સ્પર્ધા ચાલતી પણ સ્પર્ધામાં અભ્યાસ પ્રત્યે અભિરુચિનું પ્રમાણ બહુ ઓછું હતું

---

૧ સ્વ. પ્રમાનંદભાઈ, પૂર્વોક્ત સૌ. મધુરિકાબહેનના તથા પ્રસિદ્ધ લેખક રા. જિતુભાઈના પિતા થાય. સ્વ. શંકરપ્રસાદભાઈ, સ્વ. નરસિંહરાવના ભાઈ ભીમરાવ ભોળાનાથના જમાઈ અને વિલેપાર્લેના કાયમ-કાર્યકર સૌ. દેવયાનીબહેનના પિતા થાય.

## પ્રકરણ સાતમું

આંગ્રેજી ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણમાં લલ્લુભાઈનો અભ્યાસ ઠીક ઠીક હતો. એમનું ગણિત પાકું હતું જ્યારે બીજા વિષયોમાં એમને નબળા પણ ગણી શકાય. એ વખતે બધા વિષયો બને ત્યાં સુધી અંગ્રેજીમાં જ શીખવવા એવી પદ્ધતિ હતી અને લલ્લુભાઈનું અંગ્રેજીનું જ્ઞાન તો વેગળું હતું એટલે પણ એમના બીજા વિષયો નબળા રહેતા. છઠ્ઠા ધોરણ સુધી તો આમ ને આમ ગબડિયું ગાડું ચાલ્યા કર્યું પણ છઠ્ઠા ધોરણમાં પરાકાષ્ઠા આવી પહોંચી. વાર્ષિક પરીક્ષામાં લલ્લુભાઈ, પ્રેમશંકર જટાશંકર અને ગૌરીપ્રસાદ હરિપ્રસાદને નપાસ કરવાના આવ્યા. આ ત્રિપુટીને એ સમયે એમ લાગેલું કે પરીક્ષકે પોતાના જવાબપત્રો ધ્યાનથી વાંચ્યા જ નહોતા અને પરિણામે એમને નપાસ કરવામાં અન્યાય જ થયો છે! અત્યારે પણ વિદ્યાર્થીઓ-વિદ્યાર્થિનીઓ અને તેમનાં માબાપો આ દલીલમાં રહેલ સ્વાભાવિકતા સમજી શકે, કારણ કે અત્યારે પણ ક્રિકેટ, કોન્સર્ટો અને સિનેમામાં ઘણે ભાગે પરોવાઈ રહેતા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની પાસે પોતે નપાસ થતા, આ જ બહાનું તૈયાર હોય છે અને માબાપો સંતાનો પ્રત્યેના પ્રેમને લઈને એને સ્વીકારવા પણ તૈયાર હોય છે.

પણ જેમ જેમ દિવસો વીતતા ગયા અને પોતે પાછા છઠ્ઠા ધોરણના વિષયો ફરીથી તૈયાર કરતા ગયા તેમ તેમ લલ્લુભાઈને પોતાને

પણ લાગતુ ગયુ કે પરીક્ષક પોતાને અન્યાય નથી કર્યો પણ પોતે પરીક્ષકને અન્યાય કર્યો છે નપાસ થવા એનું પરિણામ મારુ આવ્યુ કારણ કે એમને ગણિત તો કરવાનુ નહોતુ એટલે એમણે બધો વખત બીજા વિષયો પાકા કરવામા ગાળ્યો ગણિતમા તો પોતે ઉસ્તાદ હતા અને બીજા વર્ષના અભ્યાસ પછી સંસ્કૃત અને અંગ્રેજીમા પણ પોતે સારી પ્રવીણતા મેળવી લીધી

આ ટૂંકા વોરણમાં એ વખતે માસ્તર મણિલાલ ગોવિંદરામ[1] નામના નાગર ગૃહસ્થ હતા ગિરિતપવનમા કડક છતા એમનો સ્વભાવ ઘણો સારો હતો અને શિક્ષણ આપવામા ઘણા માહેર હતા એમને માટે માત્ર વિદ્યાર્થીઓ નહિ પણ સહશિક્ષકો અને હેડમાસ્તરનો પણ ઊંચો અભિપ્રાય હતો એમણે થોડા વખતમા શિક્ષણની લાઇન છોડી દીધી અને ભાવનગર રાજ્યની દીવાની-ખાતાની નોકરી લીધી હતી ત્યાંથી રાજ્ય તરફથી તેમને જૂનાગઢ રાજ્યમા મોકલવામા આવ્યા હતા જ્યાં એમણે સમય જતા, રાજ્યમા શ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરી અને મહારાજા ભગવતસિંહજીના વિશ્વાસુ દીવાન તરીકે અનેક વર્ષો સુધી નોકરી કરી હતી આ પ્રમાણે કરવામા મણિલાલ અપવાદરૂપ નહોતા કે જમાનાના ઘણા નાગર ગૃહસ્થોએ શિક્ષણનુ ક્ષેત્ર છોડીને ભાવનગર રાજ્યમા બીજા ખાતાઓમા નોકરી લીધી હતી અને સથી આગળ વધી જૂનાગઢ જેવા બીજાં વર્ગના રાજ્યોમાં દીવાનગીરી સુધી તેઓ પહોચ્યા હતા

લાભશંકર, પ્રભાશંકર અને શંભુપ્રસાદની ત્રિપુટી ઘણા વર્ષોથી

---

[1] આ સ્વ મણિલાલભાઈ, તે—૧) ભાવનગરના સમર્થ પ્રજાકીય નેતા અને થીઓસોફિસ્ટ સ્વ રૂપશંકરરાય ગોવિંદરામ દેસાઈના મોટાભાઈ

સાથે અભ્યાસ કરતી હતી અને નપાસ પણ સાથે જ થઈ એટલે એમની મૈત્રી પણ ગાઢતર થઈ આ ત્રણેએ તે વેળા એવો ઠરાવ કરેલો કે પહેલા ત્રણ નંબરમાં કોઈ ચોથાને ઘુસવા દેવો નહિ આ ઠરાવ લગભગ પળાતો હતો. પણ કોઈ કોઈ વાર નવનિધરાય હરજીવનદાસ એમના દુર્ગમાં દાખલ થઈ જતા હતા ખરા.

બીજે વર્ષે છઠ્ઠા ધોરણની પરીક્ષા આ ત્રણે વિદ્યાર્થીઓએ સારી રીતે પાસ કરી અને સતમા ધોરણમા તેઓ દાખલ થયા. સ્કુલના હેડમાસ્તર જમશેદજી નવરોજી ઊનવાળા આ વર્ગ લેતા હતા ઊનવાળા મુંબઈ યુનિવર્સિટીના એમ એ હતા અને ઇગ્લડ તેમ જ યુરોપના અન્ય દેશોમા કોલ્હાપુરના સગીર મહારાજાના શિક્ષક તરીકે મુસાફરીએ જઈ આવ્યા હતા. જ્યારે ભાવનગર રાજ્યે હાઈસ્કુલ ખોલવાનું નક્કી કર્યું ત્યારે મુંબઈ સરકારના શિક્ષણ ખાતાએ ઊનવાળાને પહેલા હેડમાસ્તર તરીકે પસદ કરીને મોકલ્યા હતા એમની આખી કારકીર્દિમા એમણે કદી રાજ્યના અમલદારો જોડે બગાડયુ નહોતુ અને પોતે મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી ખાસ આવેલા છે એવુ અભિમાન દાખવ્યુ નહોતુ

એ બહોશ શિક્ષણકારની કાબેલિયત અને કુનેહથી ભાવનગર હાઇસ્કુલ થોડા વર્ષમાં આગેવાન સ્કુલ ગણાવા માડી તેમની શિક્ષણપદ્ધતિ સ્કૂલના માસ્તરના કરતા કોલેજ-પ્રોફેસરના જેવી વધારે હતી એઓ 'લેકચર' આપતા અને વિદ્યાર્થીઓ તે ઉપરથી 'નેટ્સ' તૈયાર કરે તેમ જ સવાલો પૂછે એવું ઇચ્છતા. આનું એક પરિણામ એ આવતુ કે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ભાવનગર સ્કૂલના વિજયી વિદ્યાર્થીઓનું પ્રમાણ વધારે નહોતુ દેખાતુ પણ બીજું

એ પરિણામ પણ આવતું કે વિદ્યાર્થીઓનું સામાન્ય જ્ઞાન ઘણું વધતું. તેમાં પણ જે જે વિષય ઊનવાળા શીખવતા તે તે વિષયમાં તો વિદ્યાર્થીઓ સામાન્ય જ્ઞાન ઘણુ મેળવી શકતા. આ જ્ઞાન તેમને મેટ્રિકની પરીક્ષામાં ઊંચો નંબર અપાવવા શક્તિમાન નહોતું થતુ પણ ભવિષ્યના જીવનમા તેમને ખૂબ ઉપયોગી નીવડતુ.

જાણે પોતાના કુટુમના જ હોય એમ ઊનવાળા બધા છોકરાને ગણતા. તેમા પણ લલ્લુભાઈ પ્રત્યે તેમને ખાસ પક્ષપાત હતો; એક તો લલ્લુભાઈ મયુક્ત એડમિનિસ્ટ્રેટરના દીવાની મદદનીશના પુત્ર હતા એને લઈને અને એમને ગણિત તેમજ વિજ્ઞાન સારા આવડતાં એને લઈને લલ્લુભાઈએ એક ઠેકાણે લખ્યું હતુ કે, "જો કે પાછળથી, રાજ્યમા ઊનવાળા અમારી સામેના પક્ષના ગણાતા છતા એમણે મને જે શિક્ષાદાન દીધુ હતુ તેનો ઉપકાર હું કદી ભૂલી શકુ એમ નથી" *

છઠ્ઠા ધોરણમાથી સાતમા ધોરણમા આવ્યા ત્યારે લલ્લુભાઈની ઉમર માત્ર ચૌદ વર્ષની હતી તે સમયે મુંબઈ યુનિવર્સિટીમા મેટ્રિકની પરીક્ષામા સોળ વર્ષે જ બેસી શકાય એવો નિયમ હતો.

---

* હેડમાસ્તર ઊનવાળાના જીવન સબંધમા, દી બ કૃષ્ણલાલ મો ઝવેરી પોતાના સસ્મરણોમા એક હાસ્યજનક પ્રસગ ટાકે છે

"એમનો જૂનો નોકર જવાથી એમણે નવો નોકર રાખ્યો સાધારણ રીતે એને ભાગે ચાહ બનાવવાનુ નહોતુ આવતુ, પણ એક દિવસ ઊનવાળાએ એને કહ્યુ એ તો ચાહના કપમા બેએક ચમચા ઘી નાખીને ચાહનો પ્યાલો લઈ આવ્યો ઊનવાળાએ કારણ પૂછતા નોકરે ગભીરાઈથી જણાવ્યુ કે પૈસાદાર માણસોના ખોરાકમા ઘી તો જોઈએ જ ના ' નહિ તો એમની અને ગરીબોની વચ્ચે ફેર શો !"

એ નિયમનો અપવાદ લલ્લુભાઈની બાબતમાં કરવા માટે ઊનવાળાએ યુનિવર્સિટીને લખવું એવી શામળદાસ અને વિઠ્ઠલદાસની ખાસ ઇચ્છા હતી; ઊનવાળાએ એમ કરવાની ના પાડી. કુમળી વયના બાળકને માથે આવો બોજો નાખવાથી ભવિષ્યમાં એને નુકશાન થાય એવી એમની માન્યતા હતી. આથી લલ્લુભાઈને ખાસ્સાં બે વર્ષ મેટ્રિકના વર્ગમાં કાઢવાં પડ્યાં. પણ એનો એમણે સદુપયોગ કરી લીધો અને એ બે વર્ષમાં એમણે મેટ્રિકમાં જરૂરનું થઈ પડે તેના કરતાં ઘણું વધારે જ્ઞાન અંગ્રેજી, સંસ્કૃત, ગણિત અને વિજ્ઞાનમાં મેળવી લીધું. આને લઈને એમને ભવિષ્યમાં બહુ સારો લાભ થયો હતો.

લલ્લુભાઈ પોતે આ વેળાની વસ્તુસ્થિતિનો ચિતાર આપતાં લખે છે: "ચૌદ કે પંદર છોકરામાં પહેલો નંબર રાખવો એ એક વાત છે; અને મેટ્રિકના પુષ્કળ છોકરામાં ઊંચે નંબરે આવવું એ જુદી વાત છે. ચૌદ-પંદર વિદ્યાર્થીના ક્લાસમાં હું ગણિતમાં પહેલો આવેલો અને અંગ્રેજીમાં બીજો આવેલો એથી હું ફુલાઈ ગયેલ અને મેં ધારેલું કે હું મેટ્રિકમાં પણ ઘણે ઊંચે નંબરે પાસ થઈશ. પણ પરીક્ષાના પરિણામે મારો આ ભ્રમ તોડી નાખ્યો અને હું બરાબર મધ્ય ભાગે રહીને પાસ થયો!" આ પ્રસંગ ૧૮૭૬માં બન્યો હતો તે વખતે પરીક્ષા ટાઉનહૉલમાં લેવાતી અને બહારગામથી આવેલ વિદ્યાર્થીઓ આગળથી એકબે દિવસ લાગલાગટ, પોતાને ક્યાં બેસવાનું છે તે જોવા જઈ આવતા. ત્યારે પોતાના જ્યેષ્ઠ પુત્ર વૈકુંઠભાઈ મેટ્રિકમાં આવ્યા ત્યારે આ વાત લલ્લુભાઈએ એમને કહી હતી અને વૈકુંઠભાઈને એ સાંભળીને ખૂબ હસવું આવ્યું હતું. પણ અત્યારે એવાં અસંખ્ય વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ છે જે મુંબઈમાં જ ઉછરેલાં હોય છે જ્યાં મેટ્રિકની પરીક્ષા વેળા

તેઓની સાથે તેમના બે ત્રણ વડીલો અને મોટા ભાઈબહેનો એમને પરીક્ષાના હૉલમા કે મંડપમા બેસાડવા જાય છે!

એ સમયમા અને ત્યાર પછી ઘણા લાંબા સમય સુધી દેશી રાજ્યોમા, અમલદારોના અને પૈસાદારના છોકરા સ્કૂલે જાય તે વેળા તેમની સાથે એકાદ બે પટાવાળા તેમને મૂકવા જતા આ પટાવાળા પૈસાદારને ત્યા ખાનગી અને અમલદારોને ત્યા ઘણુખરું રાજ્યના હતા આવા છોકરા મોટા થતા કેવા થતા જોઈએ એ વિશેના આ પટાવાળાઓના વિચાર પ્રમાણે તેઓ આ કુમળા છોકરાઓને જુદા જુદા વિષય ઉપર જુદા જુદા ખ્યાલ આપતા આ સબંધે લલ્લુભાઈના ચિત્ત ઉપર એક પ્રસંગની ખાસ અસર થઈ હતી. માર્ગે જતા જે મળે તે ઘણુખરુ આવા અમલદારના છોકરાઓને સલામ ભરતા અને લલ્લુભાઈ આ સલામ ઝીલવાની ખાસ ચીવટ રાખતા, કારણ કે બાલ્યાવસ્થાથી જ એમનામા વિવેક અને સૌજન્ય ભર્યાભર્યા હતા એક વેળા એક ભંગીએ માર્ગમા લલ્લુભાઈને સલામ કરી અને એમણે તે હસીને ઝીલી તરત નોકરે એમને ટોક્યા અને કહ્યુ કે આ પ્રમાણે ભંગી જેવા હલકટ માણસો સાથે આવી જાતનો સબંધ રાખીએ તો પણ વટલાઈ જવાય! આવી રીતે દૂરથી એક માણસની સલામ ઝીલવાથી આપણી પદવી નીચી શી રીતે થઈ જાય એ વાત એમનાથી સમજાઈ નહિ, અને એમને બહુ દુખ થયુ પાળેલા કૂતરા અને બિલાડા જેવા પ્રાણીઓને પોતાના ઘરમા અડવા દેનાર માણસો પણ પછી પોતે અભણ હોય કે સુશિક્ષિત હોય પણ આ પ્રમાણે મનુષ્યોમા આટલો ભેદભાવ રાખે એથી એમને ઘણ આશ્ચર્ય અને ખેદ થયા આ પ્રસગને પચાસ-સાઠ વર્ષ વીતી ગયા પછી પણ લલ્લુભાઈ આ પ્રસગ

ભૂલ્યા નહોતા અને એટલા લાંબા કાળ પછી પણ અસ્પૃશ્યતાનું કલંક એવું ને એવું પ્રસરેલું જોઇ એઓ નિરાશ થઈ જતા.

શામળદાસ દીવાનને ત્યાં મોટા પુત્રના જન્મ પછી અઢાર વર્ષને ગાળે લલ્લુભાઈનો જન્મ થયેલો એટલે કુટુંબની સ્ત્રીઓએ બાધા રાખેલી કે એમના વાળ બહુચરાજી માતાના મંદિરમાં જઇને ઉતરાવવા. આ પ્રસિદ્ધ સ્થળ વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં આવેલું છે અને વીરમગામથી પણ લગભગ પચીસ માઈલ દૂર છે. એ વખતે ભાવનગર. અને વીરમગામ વચ્ચે રેલવે નહોતી અને વીરમગામથી આગળ બીલોનો બહુ ત્રાસ હતો એટલે શામળદાસે વાળ ઉતરાવવાનું કાર્ય ગમે તે બહાનું બતાવીને મુલતવી રાખ્યા કર્યું હતું, તેથી લલ્લુભાઇને માથે ચોટલો જ હતો. પણ ૧૮૭૨માં એમને ઉપનયન-સંસ્કાર કરવાનું ઠર્યું ત્યારે આ પ્રશ્ન ઉપસ્થિત થયો કારણ કે જનોઇ વેળા મુંડન કરાવીને પછી માત્ર શિખા જ રખાય.

આ ગંભીર કોયડાનો ઉકેલ લાવવા પિતાએ જોષીઓને અને પૂજારીઓને પૂછ્યું. ગમે તેવા કોયડાનો ઉકેલ લાવવામાં એઓ નિષ્ણાત હોય છે અને તે ઉકેલ પણ પોતાના યજમાનની મનોવૃત્તિને અનુકૂળ જ હોય એની એઓ સંભાળ રાખે છે એટલે તેમણે તુરત એનો તોડ કાઢ્યો. અસલ બહુચરાજી જવાને બદલે ભાવનગરમાં જ બહુચરાજીનાં મંદિરમાં વાળ ઉતારવામાં આવે તો કશો બાધ નહિ એવો નિર્ણય કરવામાં આવ્યો. લલ્લુભાઈના વાળ એ પ્રમાણે ભાવનગરમાં જ ઉતરાવવામાં આવ્યા અને પછી એમને જનોઈ દેવામાં આવ્યું.

આ ક્રિયા મુખ્યત્વે ધાર્મિક છે છતાં આપણામાં જેમ બનતું આવ્યું છે તેમ એ ક્રિયા વખતે પણ લોકો લગ્નસમય જેવી જ ધમાલ

કરે છે અને સૌ ગૌના ગજા પ્રમાણે જમણવારો પણ કરે છે પણ શામળદાસ સંસ્કૃતના જ્ઞાતા હતા અને ધર્મના શુદ્ધ સ્વરૂપને જ સ્વીકારવાનો એમનો આગ્રહ હતો એટલે એમણે આ પ્રસંગે ધાર્મિક ક્રિયાને વધુ મહત્ત્વ આપ્યું—તે એટલે સુધી કે આ વિધિભેગા વિધિ કરનારને સજોડે બેસવું પડે એવો રવૈયો છે અને લલ્લુભાઈના મા તો ગુજરી ગયા હતા છતા પિતાએ ઉભયની વિધિ પોતે જ કરી અને પુત્રને ગાયત્રીમંત્ર પણ પોતે જ આપ્યો અલબત્ત, જમણવારો અને અન્ય પ્રસંગની ઉજવણીમાં કાકાઓ, વિઠ્ઠલરામ અને અનુપકુંવરે દીવાનના કુટુંબના શોભામાં જરા પણ કસર આવવા દીધી નહિ.

લલ્લુભાઈ તે વેળા નવ વર્ષના અને સંસ્કૃત તો એમને બિલકુલ આવડે નહિ એટલે ગાયત્રીમંત્ર જેવો શીખ્યા એવો તુરત જ ભૂલી ગયા. જનોઈ લીધા કેડે બ્રાહ્મણ દ્વિજ થાય તે અને એણે તે પછી દરરોજ સંધ્યા કરવી જ જોઈએ એ વાત જાણીતી છે પણ પિતા અમુક પ્રમાણમાં સુધરેલા વિચાર ધરાવતા હતા એટલે એમણે પુત્રને આ બાબતમાં ફરજ ન પાડી. પુત્રે થોડા દિવસ પર્યંત માત્ર શોખ અને કુતૂહલ ખાતર સંધ્યા કરી અને પછી છોડી દીધી.



## પ્રકરણ આઠમું.

જ્યારે લલ્લુભાઈ અગિયાર વર્ષના હતા ત્યારે એમને સમુદ્ર-કિનારે આવેલ ગોપનાથની સુંદર જગ્યાએ જવાની તક સાંપડી. એમ કહેવાય છે કે નરસિંહ મહેતા આ સ્થળે જ પોતાના પ્રભુની ભક્તિમાં ઓતપ્રોત થઈ ગયા હતા.

સગીર વયના મહારાજા તખ્તસિંહજી પોતાના અંગ્રેજ શિક્ષક મેજર નટ સાથે ત્યાં ગયા હતા. મહારાજા પોતાના ખાસ મહેલમાં રહેતા હતા અને મેજર નટ અંગ્રેજી 'ગેસ્ટહાઉસમાં' રહેતા હતા. સંયુક્ત એડમિનિસ્ટ્રેટર ગૌરીશંકર ઉદયશંકર અને લલ્લુભાઈના પિતા શામળદાસ પણ ત્યાં હતા, તેમ જ વિઠ્ઠલદાસ મહારાજાની ખાસ ઇચ્છાથી સાથે હતા. પિતા અને વડીલ બંધુને લાગ્યું કે લલ્લુભાઈ થોડો સમય પણ શાળામાંથી છૂટા થાય અને રાજ્યના મહારાજા અને મોટા અમલદારોના સહવાસમાં આવે તો તેમને ફાયદો થાય. ગૌરીશંકરના પૌત્ર સારાભાઈ વિજયશંકર લલ્લુભાઈના સમવયસ્ક અને મિત્ર હતા તે પણ ત્યાં હતા. સારાભાઈ એમના કરતાં ત્રણ વર્ષ મોટા હતા પણ બેએક વાર નાપાસ થવાથી, અંગ્રેજી ચોથા ધોરણમાં બંને સાથે થઈ ગયા હતા. સારાભાઈનું અંગ્રેજીનું જ્ઞાન લલ્લુભાઈ કરતાં, તે સમયે સારું હતું એથી સારાભાઈ એમને એ વિષયમાં મદદ કરતા અને સારાં અંગ્રેજી પુસ્તકો વાંચવાનું પણ સૂચવતા.

મહારાજા તખ્તસિંહજીના ગાના તથા ભવ્ય નાશાળી જીવનથી લલ્લુભાઈને એમને માટે બહુ માન ઉત્પન્ન થયું અને તે મહારાજાના એકાંતનક મૃત્યુ પર્યંત ટકી રહ્યું આ સમયે પુત્રને પિતા અને વડીલ બંધુનો પણ ગાઢતર પરિચય થયો અને ભાવનગરના 'ગ્રેંડ ઓલ્ડ મેન' ગૌરીશંકર ઉદયશંકરને પણ સમીપથી નિહાળવાનો અમૂલ્ય અવસર એમને પ્રાપ્ત થયો લલ્લુભાઈના પોતાના શબ્દોમાં કહીએ તો "આ નામ અમારી જ્ઞાતિના આબાલવૃદ્ધને જિહ્વાગ્રે હતું કારણ કે જે ઉચ્ચ સ્થિતિએ ભાવનગર પહોંચ્યું છે તે સ્થિતિએ એને પહોંચાડનાર ગગા ઓઝા જ હતા તેમનું માનસ મજબૂત હતું વિષયોને સમજી લેવાની એમનામાં અપૂર્વ શક્તિ હતી અને તેમની સ્મરણશક્તિ અદ્વિતીય હતી જો કે માતૃભાષા સિવાય એમને અંગ્રેજી, સંસ્કૃત કે ફારસીનું જ્ઞાન નહોતું છતાં એઓ સ્વપ્નદ્રષ્ટા હતા અને સમસ્ત કાઠિયાવાડમાં ગૌરી સરસ રીતે અમલ ચલાવતા રાજ્ય તરીકે ભાવનગરની જે કીર્તિ હતી તે એમને લીધે જ હતી"

આગળ વધી લલ્લુભાઈ જણાવે છે કે 'આમ છતાં એ મહાન પુરુષનો સ્વભાવ ઉગ્ર હતો અને જ્યારે તે ઉગ્ર દશામાં હોય ત્યારે મારા પિતાજી એમની સમક્ષ જઈને એમને ઠંડા પાડી શકતા મારા ભાઈનો સ્વભાવ પણ કાંઈક એવો હતો પણ કાંઈક વધારે ઉગ્ર અને દૂરદેશીમાં કાંઈક ઓછી શાન્તિવાળા હતા મારા પિતા આ બંનેથી કેવળ જુદા માનસના હતા ફારસી અને સંસ્કૃત ગ્રંથોના વિશાળ વાચનથી એ પોતાના ક્રોધને વારતા શીખ્યા હતા સામાન્ય વર્તણૂકમાં એ શાંત અને ગંભીર હતા અને પોતાનામાં રહેલ અડગ નિશ્ચય, અડગ મનોબળ અને ઉગ્ર ક્રોધ અન્ય માનવીએ થી

અકૃત્રીતાપૂર્વક છુપી શકતા એ સમયમા, લગભગ બધા ઉચી પાયરીના અમલદારો મોંઢેથી નોકરોને નિખાલસ કરતા ત્યારે પિતા વધુમા વધુ "ભલા માણસ" કહીને એમને અમે ધના પણ જેઓ પોતાના નિકટ પરિચયમા આવતા હતા તેઓ જ્યારે પિતાને 'ભલા માણસ' બોલતા સાભળતા ત્યારે પરિણામ માટે ચિંતામા પડી જતા મારુ માનવુ પિતાના માનમને વધુ મગતુ હતુ એથી એમનુ ચારિત્ર અને વર્તન રાગા ઓઝા અને વડીલ બધુના ચરિત્ર અને વર્તન કરતા મને વધારે સ્પર્શી શક્યા "

આ વેળા ભાવનગર રાજ્યમા થતા પરિવર્તનની અસર જુવાન લલ્લુભાઈને પણ જણાવા માડી હતી એ પરિવર્તનનો પૂરો અર્થ સમજવા જેટલી તાકાત કે ઉમર એમની નહોતી છતા એ ઘણુ જાણી શકતા હતા ૧૮૭૦ના એપ્રિલની ચોથીએ મહારાજા જસવતસિંહજી મૃત્યુ પામ્યા અને તખતસિંહજી સગીર હોવાથી રાજ્યમા એડમિનિસ્ટ્રેશન નિમાયુ હતુ બે સયુક્ત એડમિનિસ્ટ્રેટરોમા એક એ વખતના દીવાન ગગા ઓઝા અને બીજા મિ પર્સિવલ નામના અગ્રેજ ગૃહસ્થ હતા આ નિમણૂકો થતા રાજ્યના કેટલાક મોટા અમલદારો એક અથવા બીજા કારણોને લઈને નિવૃત્ત થયા સયુક્ત મત્રી મનોહરરામ સેવકરામ દેશાઈ વૃદ્ધાવસ્થાને લઈને નિવૃત્ત થયા તેનના મોટા પુત્ર છગનલાલ અમુક કારણોને લઈને રાજ્યની નોકરીમાથી ખસી ગયા અને વજેશકર દેસાઈને મહારાજા અને મત્રીઓ વચ્ચેની કડીરૂપ તેમનુ કામ હતુ તે કામ બધ થયુ એટલે નિવૃત્તિ લેવી પડી આને પરિણામે, શામળદાસ જેમની પદવી રાજ્યમા ચોથા કે પાચમા અમલદાર તરીકેની હતી તે મહત્વની બીજી પદવીએ પહોચી ગયા આ ઉપરાત, દીવાની કામનો ગગા

ઓઝા કે પર્સિવલને અનુભવ નહોતો અને શામળદાસે તો ભાવનગરમાં વડી અદાલતના મુખ્ય જજ તરીકે કામ કર્યું હતું એથી એમને આ ગુપ્ત એડમિનિસ્ટ્રેટરોના દીવાની ખાતના મદદનીશ તરીકે નીમવામાં આવ્યા હતા આ ભણથી જ પર્સિવલને શામળદાસ પ્રત્યે પક્ષપાત હતો એને લઈને ભાવનગરના નાગરોમાં બે પક્ષ પડતા જતા હોય એમ લલ્લુભાઈને પણ લાગેલું

ભાવનગર શહેરની સ્થાપના થઈ ત્યારથી નાગરો ત્યાં અમલદાર વર્ગમાં તેમ જ અન્ય ક્ષેત્રોમાં સર્વોપરિ સત્તા ભોગવતા આવ્યા હતા તેમાં પણ ગગા ઓઝાના દીવાનપદ ના અને એડમિનિસ્ટ્રેશનના કાળમાં એ સ્થિતિ પરાકાષ્ઠાએ પહોંચી હતી ત્યાર પછી પણ શામળદાસ દીવાન અને વિઠ્ઠલદાસ દીવાનના અમલમાં એને બહુ અવનવ પહોંચી નહોતી છતાં જુવાળના પાણી ઓટમાં ફેરવાઈ જવાના ચિહ્ન તો સ્પષ્ટ જણાઈ ચૂક્યાં હતાં એક મિત્રના શબ્દોમાં કહીએ તો "એ કાળમાં સમગ્ર કાઠિયાવાડના રાજ્યોમાં ભાવનગર નાગર દીવાનો પૂરા પાડતું અને એ દૃષ્ટિએ ભાવનગર કાઠિયાવાડના મુત્સદ્દીવર્ગનું પારણું ગણાય " ગોંડળ, જામનગર, ધ્રાંગધ્રા, વઢવાણ, જૂનાગઢ વગેરે રાજ્યોમાં ભાવનગરી નાગરો દીવાનપદે હતા દીવાનોમાં ગોંડળમાં મણિલાલ ગોવિંદરામ, જામનગરમાં મગનલાલ બાપુભાઈ વૈદ્ય, ધ્રાંગધ્રામાં મણિશંકરના ભાઈ સવાઈલાલ ગોવિંદરામ, વઢવાણમાં શામળદાસ છગનલાલ અને જૂનાગઢમાં નાયબ દીવાન તરીકે બાપાલાલ માણેકલાલ હતા રાજકોટમાં સરકારીએ ની સભા મળતી ત્યારે આ બધા ઉપરાંત જૂનાગઢથી દીવાન પુરુષોત્તમ સુંદરજી ઝાલા (રાવજીસાહેબ) હાજર હોય એટલે કાઠિયાવાડનું ઘડતર નાગર મુત્સદ્દીઓ જ કરતા એમ કહીએ તો પણ ચાલે

ખુદ ભાવનગરમા "દામ," દેસાઈ અને ગગાભાઈની કુટુંબ ત્રિપુટી નાગરોમા આગેવાન ગણાતી 'દામ' એટલે શામળદાસનુ કુટુંબ, 'દેસાઈ' એટલે હરિપ્રસાદ સંતોકરામ દેસાઈનુ અને 'ગગાભાઈ' એટલે ગૌરીશંકર ઉદયશંકરનુ કુટુંબ નાગરો જોધામા હતા ત્યારે સામાન્ય સ્થિતિમા હતા ત્યાથી ભાવનગર આવીને આટલા ઊંચા ચઢયા તેમા આ ત્રણ કુટુંબના પ્રતિભાશાળી પુરુષોનો જ મુખ્ય હિસ્સો હતો

ભાવનગરમા આ પ્રમાણે તે કાળમા ઊંચામા ઊંચા હોદ્દા આ જ્ઞાતિના અને તે પણ ભાવનગરના જ માણસોને મળતા, પણ એમની દીર્ઘદૃષ્ટિ અને મુત્સદ્દીપણાનો એક વિશિષ્ટ અંશ નોધવા પાત્ર છે, અને તે એ કે જે જે ખાતામા નાગરો તે સમયે પાવરધા નહોતા તે તે ખાતામા એઓ પરન્યાતના અને પરગામના તેમજ પરધર્મના માણસોને બોલાવવામા સંકોચ રાખતા નહિ દીવાન કૃષ્ણલાલ ઝવેરીના સંસ્મરણોમા જણાવ્યા પ્રમાણે નાગરો સમજતા હતા કે તેમ કરવાથી જ રાજ્યની સત્તા જળવાઈ રહેશે પાર્લામેન્ટના સભ્ય થઈને ઇંગ્લંડમા અતિ મશહૂર થયેલ સર મંચેરજી ભાવનગરી ઉપરાંત, હાઈસ્કૂલના હેડમાસ્તર જમશેદજી ઉનવાળા, વૈદ્યકખાતામા બરજોરજી બહેરામજી (સુરત), મિલમાલેક દીનશાહ વકીલ (ભરુચ), સુધરાઈના વડા ખરશેદજી મર્ઝબાન (મુંબઈ), કનેક-ટરના બનવનાર અને બરફના કારખાનાના માલિક મીરઝા (મુંબઈ) સુરેખ શોપનો પાયો નાખનાર ઉમરીગર (મુંબઈ), રાજ્યના પ્રિન્ટિંગ પ્રેસના વડા ભીખાજી મોતીવાળા, રેજરના કપ્તાન ફિરોઝશાહ મીરઝા, ન્યાયખાતામા વિનાયકભાઈ (સુરત), ઇજનેરી ખાતામા કનૈયાલાલ ધ્રુવ (અમદાવાદ), વૈદ્યક ખાતાના મદદનીશમા

શાસ્ત્રીજીએ, ગમે તે કારણસર, પોતાના આ દુષ્કૃત્યનું પ્રાયશ્ચિત કર્યું અને લલ્લુજીના મગજના અભ્યાસમાં ખૂબ આપતા આપવા માંડી

નાગરોમાં તે વેળા જ્ઞાતિભાવના પણ એવી પ્રબળ હતી કે લલ્લુભાઈ નાગરેતર વિદ્યાર્થી જોડે મમત રાખે એ પણ જ્ઞાતિજનોને પસંદ નહોતું પણ લલ્લુજીની તો બચપણથી જ એવી દૃઢ માન્યતા હતી કે પ્રભુના સર્જેલા મનુષ્યો સર્વ સરખા છે અને તેમાં ભેદભાવ રાખવો એ હૃદયની કૃપણતા અને બુદ્ધિની સંકુચિતતા જ બતાવે છે, એટલે ન્યાતીલાઓની ખફગી વહોરીને પણ લલ્લુભાઈ તો પોતાને ફાવે તેવા મિત્રો કરતા—પછી તેઓ નાગર હોય કે અન્ય જ્ઞાતિના હોય!

આ સમયે, લલ્લુભાઈ ખાસ કોઈ પણ પ્રકારની શારીરિક કસરત કરતા નહોતા, તેમ જ તેમને કોઈ બીજા એમની ઉમ્મરના છોકરાઓ જોડે રમવા પણ દેવામાં આવતા નહિ, કારણ કે મામીમા એમ ધારતા કે એવી ફાયદા કરતા નુકશાન વધારે થાય " નિશાળેથી નીસરી જવું પાંસરા ઘેર " એ રજપૂતરાણીની શીખ કડીમા લલ્લુજીને એટલી વાર કહેતા કે એમણે એને સત્ય માનીને વફાદારીથી આચરી લીધેલી આ પ્રમાણે કસરત નહિ અને બીજા છોકરાં જોડેની રમતગમત પણ નહિ મળતા એ રાજ્યમાં પુષ્ટિકારક હતો જ એટલે લલ્લુભાઈ શરીરે સ્થૂળ થવા માંડ્યા અને બીજા છોકરાઓના સહવાસ વખતે શરમાતા થતા ગયા

પાછળથી, મામીમાથી છૂટા પડ્યા પછી, એમને હિંદી કસરતો કરવાની ફરજ પાડવામાં આવી તે વખતે તો લલ્લુભાઈને એનાથી કંટાળો આવતો પણ ધીમે ધીમે એમના શરીરની સ્થૂળતા ઘટવા માંડી, સ્નાયુઓ બંધાતા ગયા અને બીજા છોકરાઓના સંપર્કથી

એમનું શરમાળપણુ અને આત્મશ્રદ્ધાનો અભાવ પણ ઓછા થતા ગયા ખાનગી શિક્ષકોને તે વેળા પિતાએ બધ કર્યા હતા એટને અભ્યાસમાં પણ જાતમહેનત અને આત્મશ્રદ્ધાના ગુણ વિકસતા ગયા તેમા વળી તેમને ઘોડેસ્વારી શીખવવામા આવી અને એનો એમને નાદ પણ સારો જેવો લાગી ગયો એટને શરીર કમાતુ ગયુ અને અગમા સ્ફૂર્તિ પણ આવતી ગઈ આ બધુ પર્સિવલના કહેવાથી પિતાએ કર્યું હતુ એ વાતની એમને લાબા સમય સુધી ખબર પડી નહોતી

પણ આમ બનવા પામ્યુ તે પહેના તો એમને કોઈ નો સહવાસ નહિ, કાકીમા તો શુ પણ મોટી બહેન જોડે બોલતા પણ લલ્લુભાઈ ગભરાય, એટને સ્કૂલ અને ખાનગી શિક્ષક એ બેની ગેરહાજરીમા તે એકલા બેઠા બેઠા વિચારતરગે ચઢી જતા, અને અનેક વિષયો સબધે એમના કુમળા અને તેથી ચચળ મગજમા શકા ઊઠતી ઘેર પુરાણો વચાતા અને કાકીમા ધાર્મિક કથાઓ કહેતા એ વિશે એમને અનેક તર્કો થતા પણ એનો ઉકેલ કરનાર કોઈ પડખે હતુ નહિ પૂજાને કર્મકાડ કરનારાને તે કરતી વેળા પણ દુનિયાદારીની વાતોમા અને પરનિંદામા રચ્યાપચ્યા રહેતા જોઈને લલ્લુભાઈને પૂજા અને કર્મકાડ પ્રત્યેનો આદર ઘટતો ગયો વાતોમા જ્યાજરામા, પ્રભુના ન્યાય અને દયાની વાત કરનાર માણસો વ્યવહારમા એ ન્યાય અને દયાને શીકે ચઢાવતા એ જોઈને અને સત્ય ઉપર ખૂબ ખૂબ ભાર મૂકનારને વારવાર અસત્યનુ ઉચ્ચારણ કરતા જોઈને એમને તેત્રીસ કરોડ દેવતાના અસ્તિત્વ વિષે શકા પડવા માડી આસપાસનાની વાતો સાભળીસાભળી એમને મૃત્યુ પ્રત્યે ભય ઉત્પન્ન થતો ગયો અને એ ભયની ઉત્પત્તિ સાથે, આત્માનુ મૃત્યુ

પછી શું થશે એની ચિંતા થવા લાગી ભૂતપ્રેતોની વાતો કરવી તે પણ એ સમયે સામાન્ય પ્રથા હતી એટલે એમને એમના અસ્તિત્વમાં માન્યતા થવા લાગી અને એમ લાગવા માંડ્યું કે દુરાચરણી આત્માઓ પોતાના દુરાચરણને લઈને આ જગતમાં ફર્યા કરે છે તેમ સદાચરણીના આત્માઓ પણ જો એમને કોઈ વસ્તુ પ્રત્યે અનુરાગ રહી ગયો હોય તો અહીં ભટક્યા કરે છે અને પરિણામે અંધારું થયા કેડે એમને એકલા મુસાફરી કરવામાં કે કોઈ ખંડમાં એકલા સૂતાં બહુ બીક લાગતી આ વૃત્તિ અનુલક્ષીને સ્વર્ગસ્થે એક ઠેકાણે કહ્યું છે કે "જાગ્રત થતા અને વિકસતા મગજે પૂછેલા પ્રશ્નોનો કોઈ સંતોષકારક ઉત્તર આપે નહિ અને પરિણામે તે મગજ જુદા જુદા વિચારતરંગમાં ઘસડાયા કરે એના કરતા આત્માની શાંતિ અર્થે અંધશ્રદ્ધા કદાચ વધુ ઇચ્છાજોગ હશે"

આવી એમની મનોદશામાં એમના ઉપર ખ્રિસ્તી ધર્મપ્રચારકોના જાહેર ભાષણો અને ખાનગીમાં તેમણે બીજા વિદ્યાર્થીઓ જોડે એ પ્રચારકોની સાથે કરેલ વર્તાલાપોથી પણ સારી જેવી અસર થઈ આવા સંપર્કથી એમને ખ્રિસ્તી ધર્મ પ્રત્યે આસ્થા ન થઈ પણ હિંદુધર્મમાં રહેલ અનેકેશ્વરવાદ (Polytheism) ઉપર એ ધર્મપ્રચારકોએ કરેલ પ્રહારોથી હિંદુધર્મ વિષેની એમની આસ્થા તૂટી તો ખરી

આ જ વેળા ગુજરાતમાં સદ્ગત ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ રૂપરામ નીલકંઠ વગેરેએ પ્રાર્થનાસમાજની સ્થાપના કરી હતી. એની ભણમાર ભાવનગર સુધી પહોંચી ગયા હતા ગ. બ. લાલશંકર ઉમિયાશંકર પણ એક આમની પ્રાર્થનાસમાજી હતા

તે ધંધુકાના સબૉર્ડિનેટ જજ હોઈ ધંધુકા તાબેના ગોધામાં આવારનવાર કોર્ટનું કામ ચલાવવા આવતા. જ્યારે ગોધામાં આ પ્રમાણે લાલશંકર હોય ત્યારે પ્રત્યેક રવિવારે તેઓ ઉપદેશ આપતા અને પ્રાર્થના કરતા તેમ જ કરાવતા. ભાવનગરના નાગરોનું મૂળ વતન ગોધા અને શુભાશુભ પ્રસંગોએ તેઓ ત્યાં જ બધી ક્રિયા કરતા. આ ઉપરાંત પૈસાદાર અને અમલદાર વર્ગ ઉનાળામાં ત્યાં જઈને રહેતો. એટલે લલ્લુભાઈ ઘણીવાર લાલશંકરના ઉપદેશો વેળા હાજર હતા અને એમને એમ લાગી ગયું કે ઉપનિષદોમાં એકેશ્વરવાદનું જ સમર્થન કરવામાં આવ્યું છે. લલ્લુભાઈ તથા તેમના કેટલાક મિત્રો પ્રાર્થનાસમાજના સિદ્ધાંતોથી બહુ આકર્ષાયા અને તેમાંના કેટલાકોએ તો ભોળાનાથ સારાભાઈ (તથા નરસિંહરાવ દીવેટીયા)એ રચેલ પ્રાર્થનામાળાની પ્રતો પણ ખરીદી. લલ્લુભાઈ વારંવાર આ પ્રાર્થનામાળા વાંચતા અને તે સમયે તો એમને એવી પ્રતીતિ થયેલી કે એને લઈને એમના મનને શાંતિ મળતી.



# પ્રકરણ નવમું

૧૮૭૫ની સાલમાં શામળદાસે લલ્લુભાઈને બહુચરાજીની યાત્રાએ મોકલ્યા. તે સમયે ભાવનગર અને સૂરત વચ્ચે સ્ટીમરોની અઠવાડિક 'સરવિસ' હતી, એટલે ભાવનગરથી લલ્લુભાઈ સ્ટીમર મારફતે સૂરત ગયા. ત્યાંથી બી. બી. એન્ડ. સી. આઈ. રેલ્વે મારફત અમદાવાદ થઈને વીરમગામ પહોંચ્યા, અને ત્યાંથી આશરે ૨૫ માઈલ રેતાળ માર્ગે, ગાડામાં બેસીને બહુચરાજી ગયા. લલ્લુભાઈની સાથે પિતાએ પોતાના પર્સનલ આસિસ્ટન્ટ જટાશંકર ઈન્દ્રજી અને તેના પુત્ર પ્રભાશંકરને મોકલાવેલ. પ્રભાશંકર લલ્લુભાઈ કરતાં ચાર વર્ષ મોટા હતા પણ એક જ ક્લાસમાં હતા એટલે બેને બનતું સારું.

આ યાત્રાએ નીકળતાં પહેલાં લલ્લુભાઈને પોતાની વયના ઘણા છોકરાઓ જોડે અને મોટા ઉમરની સ્ત્રીઓ જોડે બહુચરાજી વિષે વાત થયેલી. બહુચરાજીના મંદિરમાં એમની મૂર્તિ નથી પણ ગોખલો છે અને ત્યાં સારા પ્રમાણમાં અંધારું રહે છે. જુદાં જુદાં માણસોએ લલ્લુભાઈને કહેલું કે જે જનની આસ્થા ભક્તમાં હોય તે જાતની મૂર્તિનું સ્વરૂપ તેને જણાય છે. લલ્લુભાઈએ અમુક પ્રકારની મૂર્તિ કલ્પીને અંધારિયા ગોખલા સામે લાંબો સમય જોયા કરેલું પણ એમને મૂર્તિ જણાઈ નહિ એટલે એમને એમ લાગી ગયું કે એ વાતોમાં કાંઈ સત્ય ન હતું.

પાછા ફરતી વેળા લલ્લુભાઇનુ મડળ અમદાવાદ બેએક દિવસ રોકાયેલુ તે સમયે તરત જ અમદાવાદમા, સાબરમતીના પૂરથી ઘણુ નુકસાન થયેલુ એથી લલ્લુભાઈએ પણ એ નુકસાનના ચિહ્ન જોયેલા. તે વખતે લલ્લુભાઇએ એક બીજુ દશ્ય પણ ત્યા જોયેલું જેની અસર વર્ષો સુધી એમના હૃદયમા વસી રહેલી ભદ્રમા કેદીઓને સીડીઓ જોડે બાધવામા આવતા અને પછી ખુલ્લામા તેમને જોરસબંધનો માર મારવામા આવતો પરિણામે લગભગ બધા કેદીઓની પીઠે લોહીની ટશેરો છૂટતી આ જખમો ઉપર મીઠાનું પાણી રેડવામા આવતુ એમ એ વેળા કોઇએ લલ્લુભાઈને કહ્યુ. લલ્લુભાઈ જેવા નરમ, સમભાવી અને ઊંડી માનવતાભર્યા માનવીને આથી કેટલું હૃદયદ્રાવક દુખ થયુ હશે તે સૌ કોઈથી સમજી શકાય તેવુ છે તે પ્રસગે તો અને તે પછી પણ વારવાર લલ્લુભાઇએ પ્રભુ પાસે એટલુ માગ્યુ હતુ કે મારી અવસ્થા આવી ન થાય, પણ આ દશ્યે એમના ઉપર એટલી ઊંડી અસર કરી હતી કે ૩૭ વર્ષ પછી, જ્યારે મુબઇની ધારાસભામા નાની છોકરીને કુટણખાનામા લઈ જવાનો ગુનો કરનારને સખત સજા થવી જોઇએ અને તેમા ફટકાની સજા પણ મૂકવામા આવી હતી એવુ એક બિલ રજૂ થયુ ત્યારે લલ્લુભાઇએ એ ફટકાની સજાનો વિરોધ કર્યો હતો ઘણા સભ્યો આ વિરોધનું કારણ સમજી શકયા ન હતા પણ લલ્લુભાઇને પેલા દશ્યની અસર ગઈ ન હતી અને પોતે નિશ્ચયપૂર્વક માનતા હતા કે ફટકા મારવાના જેવી ઘાતકી સજા કરવાથી ફટકા સહન કરનાર તેમ જ મારનાર ઉભયના ચારિત્ર્યનું ભારે પતન થાય છે આ દૃષ્ટિબિંદુ તે સમયના એડવોકેટ જનરલ બહાદુરજી સમજી શકયા અને તેમણે પણ લલ્લુભાઇને ટેકો આપીને તે સજા બિલમાથી કઢાવી નાખી હતી

આ સમયે થોડાક વખતથી શામળદાસને એમ લાગ્યા કર્યું હતુ કે લલ્લુભાઈને કાકીમા પાસે રાખી મૂકવાથી એમના ચારિત્ર-ઘડતરમા વિઘ્ન ઊભા થયા કરે છે, એટલે કોઈક પણ બહાને તેમને એમની અસરમાથી મુક્ત કરવા પણ એકદમ એમ કરવાથી લલ્લુભાઈને પણ આઘાત લાગે એમ હતું કારણ કે એમને કાકીમાની બહુ માયા હતી

શામળદાસની વધતી જતી ફરજોને લઈને કામ પણ વધતુ જતું અને એ કામને પહોચી વળવા એમણે એવુ કર્યું હતુ કે ગને જમીને પોતે ગામ બહાર એક નાનો બગલો હતો ત્યા રહેવા જતા અને સવારે જમવાટાણે પાછા આવતા આથી તેઓ ધારે તો પણ નાના પુત્રનું જોઈએ તેવુ જતન કરી શકવાની હાલતમા ન હતા મૂઝવણ મોટી હતી એટલે એમણે આનો તોડ એમની લાક્ષણિક રીતિએ કાઢ્યો પોતાના સેક્રેટરી જટાશંકરને એમણે કહ્યું કે એમના પુત્ર પ્રભાશંકરને એમણે લલ્લુભાઈને સમજાવવા કહેવુ આ પ્રમાણે પ્રભાશંકરે વારવાર લલ્લુભાઈને એમની એક વાત કહેવા માડી બૈરાઓ પાસે રહેવાથી આપણી બુદ્ધિ સકુચિત થઈ જાય છે અને આપણે ડગમગ માવડીમુખા રહી જઈએ છીએ એવા ઉપદેશ પ્રભાશંકર પાસેથી લલ્લુભાઈને મળવા લાગ્યો તે વેળા લલ્લુભાઈ કાકીમાના ગરમ મિજાજથી ઘણી વાર ત્રાસી તો જતા પણ અન્ય માર્ગ ન હતો જાણીને સહન કર્યા કરતા હતા તેમા આ ઉપદેશ આવ્યો અને તે ઉપરાંત અધૂરામા પૂરું ગરમ મિજાજના કાકીમાએ પિતા શામળદાસ પ્રત્યે પણ ઘણું અગાઉ વર્તન બતાવ્યુ અને એમને ન કહેવાના શબ્દો કહ્યા

ભૂમિ તૈયાર થઈ હતી એટલે આ પ્રસંગથી લલ્લુભાઈ કાકીમા

પાસેથી પિતા અને વડીલ બંધુ પાસે નાસી છૂટ્યા. કાકીઓ અને નાના ભત્રીજા વચ્ચેનું અંતર વધતું ગયું. અને અનેક વર્ષો તો લલ્લુભાઈ કાકીબા જોડે બોલ્યા પણ ન હતા. આખરે જ્યારે કાકીબા ખૂબ માંદાં થઈ ગયાં છે અને છેક મરણપથારીએ છે એમ લલ્લુભાઈએ સાંભળ્યું ત્યારે તે એમની કને ગયા હતા અને પોતે એમનો ત્યાગ કર્યો હતો તે બદલ તેમણે માફી માગી હતી. ગમે તેવા ગરમ સ્વભાવનાં, પણ લલ્લુભાઈને પોતાના બાળક કરતાં પણ વધુ હેતથી ચાહનાર વૃદ્ધ કાકીબાની આંખમાં હર્ષાશ્રુ ઊભરાયાં અને તેમણે પોતાના ભત્રીજાને તુરત માફી આપી દીધી.

તે વેળા કાકીબાએ લલ્લુભાઈને એક આગલા પ્રસંગની યાદ પણ દેવડાવી હતી. પોતે ભાગવત વાંચતાં હતાં અને કૃષ્ણ યશોદાનો ત્યાગ કરીને મથુરાં જતા હતા તે વાત હતી. આ ભાગ આવતાં કાકીબાએ સહસા લલ્લુભાઈને પૂછ્યું કે આ પ્રમાણે યશોદાને છોડી જવામાં કૃષ્ણે ક્રૂરતા નહોતી બતાવી? ત્યારે ઉત્તરમાં લલ્લુભાઈએ કહેલું કે પોતાનાં ખરાં માબાપ પાસે બાળક જાય તેમાં ક્રૂરતા શાની? આ ઉપરથી પાછું કાકીબાએ પૂછ્યું કે "તને આવો વખત આવે તો તું મને છોડીને જાય ખરો?" જવાબમાં તુરત લલ્લુભાઈએ હા કહી હતી. તે વેળા લલ્લુભાઈને તો જરા પણ ખ્યાલ ન હતો કે આ અનુભવ પોતાને પણ કરવો પડશે પણ કાકીબાને તો તે વખતથી જ ખાતરી થઈ ગઈ હતી કે ભવિષ્યમાં બનનાર બનાવની ઈશ્વરે આ આગાહી જ આપી છે.

અચાનક આ પ્રમાણે કાકીબાથી છૂટા પડવાથી લલ્લુભાઈને દિલગીરી નહિ થાય તેટલા માટે પિતા અને મોટાભાઈએ ખૂબ

કાળજી રાખી હતી લલ્લુભાઈની ઉમરના બેત્રણ મિત્રો તો એમની સાથે ને સાથે રહે એવી ગોઠવણ કરવામા આવી હતી અને એમ કરવામા, પિતાની પદવી જોતા ઝાઝી મુશ્કેલી પણ નડી ન હતી કામિનાનુ મૃત્યુ આશરે ૧૯૦૭મા થયુ હતુ

૧૮૭૭ની સાલમા જ્યારે રાણી વિક્ટોરિયાને "એમ્પ્રેસ આફ ઇન્ડિયા" બનાવવામા આવ્યા ત્યારે દિલ્હી ખાતે દરબાર ભરવામા આવ્યો હતો અને તે વેળા બધા રાજારજવાડાને આમત્રણો આપવામા આવ્યા હતા ભાવનગરના સગીર મહારાજા તખ્તસિહજી આમત્રણની રૂએ દિલ્હી જવાના હતા તે વેળાના બે સયુક્ત એડમિનિસ્ટ્રેટરોમાંના એક ગૌરીશકર એમની સાથે જવાના હતા અને બીજા, પર્સિવલ સાહેબ ભાવનગરમા રહેવાના હતા શામળદાસ પણ મહારાજા સાથે જવાના હતા અને વિઠ્ઠલદાસ મહારાજાના લગભગ મિત્ર જેવા હતા, એટલે એમને પણ જવાનુ કહેવામા આવ્યુ આ ઉપરથી શામળદાસ અને વિઠ્ઠલદાસને લાગ્યુ હશે કે લલ્લુભાઈ તથા વિઠ્ઠલભાઈના પુત્ર ભૂપતરાય એ બેને જો મુબઈ મોકલવામા આવે તો પોતે દિલ્હી જાય છે તે બાબત એમને ખેદ નહિ થાય અને મુબઈ જોવાની એમને મજા પડે આ વિચારથી લલ્લુભાઈ અને ભૂપતરાય તો ખૂબ ખુશ થઈ ગયા કારણ કે તે વેળા કાઠિયાવાડના છોકરાઓમાં એ જ મનાતુ કે મુબઈ એ તો આ દુનિયામા સ્વર્ગ છે

તે વેળા ભાવનગરથી વઢવાણ જવા માટે ટ્રેનનુ સાધન ન હતુ એટલે ભાવનગરથી મુબઈ જનારા ગોઘાથી સૂરત પોરુચલ બોટમા જતા અને સૂરતથી મુબઈ ટ્રેન મારફતે મુસાફરી કરતા લલ્લુભાઈ અને ભૂપતરાય જોડે પ્રમાદરામ હરિપ્રસાદ નામના

ગૃહસ્થને ખાસ મોકલવામાં આવ્યા લક્ષ્મીપ્રસાદ એમના દૂરના પિતરાઈ થતા હતા અને મુંબઈમાં શામળદાસનું ખાનગી કામ જોતા હતા

મુંબઈમા હમણાં જ્યા ભૂલેશ્વર મારકીટ છે, તેની સામે શામળદાસની પેઢી હતી એટલે મુંબઈ આવ્યા ત્યારે લલ્લુભાઈ વગેરે ત્યાજ ઊતર્યાં બહારગામની મુસાફરી અને મુંબઈનું આકર્ષણ એ બે વસ્તુની નવીનતાને લઇને એ બાળકોને એમ તો લાગ્યુ જ નહિ કે ભૂલેશ્વરનો લત્તો મુંબઈના ગ ા લત્તાઓમાંનો એક હતો અને હવાઉજાસ જેવુ તો ત્યા કશુ અસ્તિત્વમા જ ન હતુ ! લક્ષ્મીપ્રસાદને ઘણી ફુરસદ ન હતી એટલે એમણે પોતાને બદલે પોતાના એક જુવાન મિત્ર હર્ષદરાય પરમાનન્દદાસને આ બે છોકરા જોડે ફરવા માટે મૂકયા હર્ષદરાય મુંબઇમા સારી પેઠે ફરેલા હતા અને આનદી હતા એટલે એમણે આ બે છોકરાને સારા પ્રમાણમા આનંદ કરાવ્યો હમણા ત્રણ કલાકમા વિહાર તળાવ જઇને પાછા આવી શકાય તેને તે વેળા એક દિવસ લાગતો તેઓ એલીફન્ટાની ગુફાઓ પણ જોઈ આવ્યા હતા વિહાર જતા ફરનાથી ગાડામા જવાનું તેમ કરવામા લલ્લુભાઈને અકસ્માત નડ્યો હતો અને તેના ચિહ્ન એમના પગ ઉપર એમની આખી જિંદગી રહ્યા હતા

ગવર્નર જનરલ જેવા પણ કેટલીક વાર કેવી ભૂલો કરે છે એનું એક દૃષ્ટાંત લલ્લુભાઈએ પોતાની નોંધપોથીમા ટાકયુ છે તે અહીં નોંધવા જેવુ છે દિલ્હીમા ગવર્નર જનરલ લૉર્ડ લીટન એક પછી એક મહારાજાને એમને ઉતારે વળતી મુલાકાત આપતો હતો. ભાવનગરને ઉતારે આવીને એણે મહારાજાને જણાવ્યુ કે તમને

નામદાર મહારાણીએ કે. સી. એસ. આઇ. નો ઈલ્કાબ આપ્યો છે, અને તે બદલ મુબારકબાદી પણ આપી. ભાવનગરના ઉતારામાં મહારાજા, ગૌરીશંકર વગેરેથી માંડીને બધાને ઘણો આનંદ થયો પણ લૉર્ડ લીટનના ગયા પછી બીજે દિવસે તેનો પોલિટિકલ સેક્રેટરી આવીને ખબર આપી ગયો કે એ સમાચારમાં અને મુબારકબાદી આપવામાં ભૂલ થઇ છે! ઈલ્કાબ તો મહારાજા સગીર વયમાંથી પુખ્ત ઉમ્મરના થશે ત્યારે મળશે અને હમણાં તો ધ્રાંગધ્રાના મહારાજાને એ ખિતાબ આપવામાં આવ્યો છે. લૉર્ડ લીટન ભાવનગર મહારાજાની મુલાકાત લેતો હતો ત્યારે એને એમ લાગેલું કે પોતે ધ્રાંગધ્રાના મહારાજાની મુલાકાત લે છે!

લગભગ તે જ અરસામાં ૧૮૭૮માં સ્વ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ભાવનગરમાં ખાનગી કારભારીના ખાતામાં એક નાના અમલદાર તરીકે આવ્યા હતા ખરી રીતે જોતાં તો તે એક પ્રકારની શિષ્યવૃત્તિ જ હતી. ગોવર્ધનરામ બી. એ. થઈ ગયા પછી એમની તબિયત લથડી હતી. ભાવનગરમાં હવા પાણી માફક ગણાતાં એટલે એમના કાકા મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને એમ કે ભાવનગર એ થોડો સમય રહે તો એમની તબિયત સુધરે અને વળી ગોવર્ધનરામની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી એમને જો આવી મદદ મળે તો એમનાથી એલએલ. બી. નો અભ્યાસ આગળ કરી શકાય. તે વખતે જ ગોવર્ધનરામે કરસનદાસ મૂળજી યુનિવર્સિટી પારિતોષિક 'બાળલગ્ન' ઉપર એક નિબંધ લખવા માટે મેળવ્યું હતું. આ નિબંધ પુસ્તિકારૂપે છપાયો હતો અને તેની નકલો મનઃસુખરામે શામળદાસ ઉપર એટલા માટે મોકલાવી હતી કે જે ઉપરથી ગોવર્ધનરામની શક્તિનો એમને ખ્યાલ આવે. આમાંની એક નકલ પિતાએ

લલ્લુભાઇને વાંચવા આપેલ એ વયમાં લલ્લુભાઇએ આ નિબંધ જોઇને, તેમા દર્શાવેલ ઊંડા અભ્યાસ અને જ્ઞાનને લઇને એ નિબંધના લેખક ગોવર્ધનરામની અમુક આકૃતિ મનમા ગોઠવી દીધી અને તેને માટે તેમણે મનમા ખૂબ ખૂબ આદર સેવ્યો

પણ ગોવર્ધનરામને દીઠા એટલે પ્રથમ મિલને તો લલ્લુભાઇને બહુ નિરાશા ઉત્પન્ન થઈ કાઠિયાવાડના કદાવર અને સ્નાયુબદ્ધ પુરુષોને જોવા ટેવાયેલ આંખોને નડિયાદના આ એકવડા બાંધાના અને પ્રમાણમા નીચા ગોવર્ધનરામ બહુ નાના માણસ જણાયા તે વખતે લલ્લુભાઇને કોઈ એવો જ ખ્યાલ હતો કે મજબૂત અને અને ઊંચા માણસોના મગજ જ ઉત્તમ પ્રકારના હોઈ શકે, તેમ જ તે વખતે પ્રથમ દર્શને એમને ગોવર્ધનરામની આંખોમા રહેલ ઊંડાણ અને શાંત દેખાવ નીચે છૂપાયેલ ભવ્યતાનું ભાન થયુ નહિ તે વખતે ગુજરાતી સાહિત્યના એક જ મહારથીને એમણે જોયેલા અને તે મનસુખરામ મનસુખરામ તો ઊંચા અને માન ઉત્પન્ન કરે તેવી ભવ્યાકૃતિના હતા મામા–ભાણેજ વચ્ચેના આ તફાવતને લઈને પણ લલ્લુભાઈ ઉપર આ છાપ પડી હોય !

પણ એ છાપ અલ્પજીવી નીવડી થોડા જ સમયમા લલ્લુભાઈ એ મહાપુરુષની મહત્તા જોઈ શક્યા એમની નોંધપોથીમાથી લગભગ એમના શબ્દોમા જ ગોવર્ધનરામ વિષેનુ લખાણ નીચે ઉતારવામા આવે છે:

"બહારના માણસને ભાવનગરમા અમલદારી મળે એ વાત જ કેટલાકને તો ગમતી નહોતી આથી એ લોકો માગ પિતા સમક્ષ ગોવર્ધનરામની હલકા પ્રકારની મશ્કરી કરતા હું પણ પહેલા પહેલા

તો આ મશ્કરીઓ પ્રત્યે સહાનુભૂતિ મેળવતો, પણ એવા ક્રૂર અને હલકા કટાક્ષ તરફ ગોવર્ધનરામે જે ઉદાસીનતા બતાવ્યા કરી તેનાથી મારા ઉપર ઊંડી અસર થઈ અને મને એમનામા રહેલ મહત્તા અને શક્તિઓનો યથોચિત ખ્યાલ આવ્યો પહેલા પહેલા જે માણસ મને લગભગ વેદિયા ઢોર જેવા જણાયા તે અલ્પ સમયમા મને પ્રખર વિદ્વાન, મહાજ્ઞાની અને અદ્ભુત શક્તિવાળી વ્યક્તિ તરીકે ઓળખાયા

" ગોવર્ધનરામે 'સરસ્વતીચન્દ્રનો પહેલો ભાગ બહાર પાડ્યો નહોતો ત્યા સુધી એમની કીર્તિ ઘણા ઓછા માણસના જાણવામા આવી હતી એ પ્રસિદ્ધ થયા કેડે તો લગભગ આખા મુંબઈ ઇલાકામા એમનો કીર્તિધ્વજ ફરકી ગયો હતો વળી ભાવનગરમા તે વેળા એમને માટે લોકોમા બહુ માન ન હતુ એનુ કારણ એ પણ હતુ કે અમે નાગર ગૃહસ્થ હતા જ્યારે ગોવર્ધનરામ નાગર વૈદિક (ભિક્ષુક) હતા વૈદિકો ન્યાતના જમણમા દક્ષિણા લેતા હતા એ વાત એમને હલકા પૂરવાર કરવાને બસ હતી ગોવર્ધનરામના પિતા ભાવનગર આવ્યા ત્યારે તેમણે રિવાજને અનુસરવો જોઈએ એમ માનીને આવા જમણવારમા પોતે દક્ષિણા લેવી એટલુ જ નહિ પણ પુત્ર પાસે પણ લેવરાવવી એવો નિયમ રાખ્યો હતો ગોવર્ધનરામ આવી બાબતોમા બહુ આગળ પડતા વિચાર ધરાવતા હતા છતા પણ પિતા પ્રત્યેના માનને લઈને આ નિયમનું પાલન એમણે થોડો સમય કર્યું હતુ આ વ્યક્તિગત સ્વાતન્ત્ર્યના જમાનામા પુત્રનુ આવુ વર્તન કદાચ તિરસ્કરણીય લાગે પણ મને તો હજી પણ એમનુ આ વર્તન અતિ પ્રશસનીય લાગે છે

" તે વેળા ગોવર્ધનરામ 'Extra personal cosmic

God'ના અસ્તિત્વ સામે મારા પિતા તેમ જ શાસ્ત્રીઓ સાથે બહુ કૌશલ્યથી ચર્ચા કરતા. અને ન્યાયશાસ્ત્રના એમના ઊંડા અભ્યાસથી અને અંગ્રેજી તર્કશાસ્ત્રના એમના જ્ઞાનથી એઓ આ બધાની સામે સારી રીતે ટકી રહેતા. હું તે વેળા 'મોનોથીસ્ટ' થતો જતો હતો એટલે ગોવર્ધનરામના વિચારોથી મને આઘાત તો લાગેલો જ, પણ ધીમે ધીમે એમના વિચારોએ મારા હૃદયમાં જબરું પરિવર્તન કરેલું.

"મેં 'સરસ્વતીચન્દ્ર' પહેલવહેલું વાંચ્યું ત્યારે મને લાગેલું કે એમાંનું વસ્તુ એમણે અમુક પ્રમાણમાં ભાવનગરમાં કરેલ દર્શન ઉપરથી લીધેલું. મેં એમને આ બાબતમાં સીધો પ્રશ્ન પૂછ્યો ત્યારે એમણે સ્વાભાવિક રીતે જ ઉડાવનાર જવાબ આપેલો અને કહેલું કે બીજા રાજ્યોનો પણ મને થોડોક અનુભવ થયો છે એટલે તેમાંથી પણ થોડું થોડું મેં લીધું છે. એ ગમે તે હો પણ મને તો લાગે છે કે ગોવર્ધનરામે બુદ્ધિધનનું પાત્ર મારા પિતા ઉપરથી ઉપજાવેલ છે.

"ધીમે ધીમે મને એમને માટે માન અને આદર વધતાં ગયાં અને એમને પણ મારા પ્રત્યે સ્નેહની લાગણી થતી ગઈ એટલે અમારા વચ્ચે સારી મૈત્રી થઈ હતી જે એમના મૃત્યુ પર્યન્ત ટકી રહી હતી. જો કે જેમ જેમ અમારાં કાર્યક્ષેત્ર અને રહેવાનાં સ્થળ જુદાં જુદાં થતાં ગયાં તેમ તેમ અમારે મળવાનું વધુ અને વધુ દુર્લભ થતુ ગયું.

"છતાં હું એટલું શ્રદ્ધાપૂર્વક કહી શકું છું કે ગોવર્ધનરામે

પોતાના જીવનની સાદાઈ, એમના ઊંડા જ્ઞાન અને ઉજ્જવલ સંસ્કારોને લઈને મારા માનસિક અને આધ્યાત્મિક વિકાસમાં સારો જેવો હિસ્સો આપ્યો હતો. 'આધ્યાત્મિક' શબ્દ હું ખાસ વિચારપૂર્વક જ વાપરું છું."



## પ્રકરણ દસમું

ભાવનગરના નાગરોમાં એવો રિવાજ હતો કે ગમે તેવી શુભ કે અશુભ ક્રિયા ભાવનગરમાં નહિ પણ ત્યાંથી માત્ર અગીઆર માઈલ દૂર આવેલ ગોઘામાં જ કરવી એમ કરવામાં અનેક કારણો હતા ભાવનગરના નાગરો આપણે આગળ જોઈ ગયા તેમ ગોઘાથી જ આવેલ એટલે એઓ પોતાનું મૂળ વતન તો ગોઘાને જ ગણતા બધા નાગરોના દેવ હાટકેશ્વરનું મોટું મંદિર પણ ગોઘામાં છે આજે પણ મુંબઈમાં વર્ષો થયાં રહેનાં ઘણાં જુદી જુદી જ્ઞાતિનાં માણસો લગ્નવ્યવહાર પોતાને ગામ જઈને જ કરે છે એને મિત્તર-પોણે સો વર્ષ પહેલાં ઉપર મુજબ કરવાની સહજ વૃત્તિ હોય એમાં કશું આશ્ચર્યજનક નથી ભાવનગરમાં દીવાનથી માંડીને ઘણા મોટા અધિકારી નાગર રહ્યા એને સરઅવસરે નાની પદવીના નાગરોને પણ રજા મળવાની પંચાતી પડતી નહિ અને એઓ સહેલાઈથી ગોઘા જઈને પ્રસંગોને સાચવી શકતા

પણ જેમ જેમ ભાવનગરમાં નાગરો વધુ અને વધુ સ્થાયી થતા ગયા તેમ ખાસ પ્રસંગોએ તેમને ગોઘા જવામાં વધારે મુશ્કેલીઓ નડતી ગઈ જો કે રાજ્ય એ બાબતમાં ઘણી સગવડ આપતું એથી રિવાજ અને રૂઢિ ખાતર થોડીઘણી મુશ્કેલીઓ લોકો નિભાવી લેતા આ પ્રમાણે વસ્તુ-સ્થિતિ ચ યા કરતી અને લ ગુભાઈના લગ્ન પણ ગોઘામાં જ

ઉજવાત પણ તેવામા સંયોગોએ જુદુ સ્વરૂપ લીધુ ૧૮૭૮ના વર્ષમા ગોઘામા જે મામલતદાર હતો તેને ગૌરીશંકર તેમ જ શામળદાસના કુટુંબ સાથે વિખવાદ થયો હતો અને પરિણામે તેણે બેચાર વાર અનેક માણસોના દેખતા બડાઈ હાંકેલી કે કોઈ સમે પ્રસંગે એ મોટા માણસોના કુટુંબો અહીં આવે તો હું બતાવી દઉં અને ગોઘામા એની પત ની જોતા એ એમ અમુક પ્રમાણમા કરી શકે તેમ પણ હતું ગમે તે કાલ્પનિક વાંક અને આરોપ ઉપરથી તે નાગરોના છોકરા–છોકરીઓને કોર્ટમા ઘસડી જઈ શકત શામળદાસ આ મામલતદારને સારી રીતે ઓળખતા એટલે એમણે ગૌરીશંકર અને અન્ય મોવડીઓને આવે પ્રસંગે ગોઘા જવાને બદલે ભાવનગરમા રહીને તે ઉજવવા સમજાવ્યા

શામળદાસને આવુ વર્તન કરવાના બીજા પણ કારણો હતા એક તો આર્થિક કારણ ગરીબોને ગરીબના પ્રમાણમા અને પૈસાદારને તેમના પ્રમાણમા મુસાફરીમા અને સામાન લાવ લઈ જા કરવામા ઘણો ખર્ચ કરવો પડતો બીજુ કારણ એ કે નાગરો આ પ્રમાણે પોતાની કમાણીનો અમુક ભાગ ગોઘામા ખરચે એને બદલે ભાવનગરમા ખરચતા થઈ જાય તો જુવાન મહારાજાને સારુ લાગે આ ઉપરથી શામળદાસે આ બાબતમા આગ્રહ રાખ્યો પણ જ્ઞાતિના સંરક્ષક વર્ગના પુરુષો અને સ્ત્રીઓએ એમનો ખૂબ વિરોધ કર્યો એટલું જ નહિ પણ શામળદાસ પોતાના અમુક સ્વાર્થ ખાતર આ પ્રમાણે કરે છે એવા બહોતાનો પણ એમના ઉપર મૂકવામા આવ્યા આ ઉપરાંત જે એક પક્ષ શામળદાસની વધતી જતી સત્તા સામે કાવતરા કર્યા જ કરતો હતો તે પક્ષે આ તક સાધી અને શામળદાસના વિચાર આ બાબતમા ફાવે

નહિ એવુ પોતાનાથી બનતુ કર્યું પણ શામળદાસને પોતાના મામા ગૌરીશંકર દીવાનનો સમર્થ ટેકો હતો એથી એમણે નમતુ આપ્યુ નહિ તે સમયે ભાવનગરમા નાગરોની જ્ઞાતિમા આ પ્રશ્ને ઘણુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતુ અને લલ્લુભાઈના વયના જુવાનો પણ એમને એમના પિતાના આ વર્તન માટે ઘણુ ઘણુ હેતા લલ્લુભાઈએ પોતે એ સમયમા પૂરુ જાણવાનો પ્રયાસ કરેલો નહિ એટલે એ સમયે એમને તો મૂગે મોએ બધુ સાભળી લીધા સિવાય બીજો છૂટકો ન હતો આખરે શામળદાસ ફાવ્યા અને ત્યાર પછી તો કોઈ પણ નાગર પોતાને ત્યાના પ્રસગો વખતે ગોરે ગયા નહિ એટલુ જ નહિ પણ આજે જે એસદ બે કુટુબ ગોધામા રહે છે તેમના કુટુબના માણસો પણ આવી વેળાએ ભાવનગર આવીને એ પ્રસગો ઉકેલે છે ! તે વખતે વિરોધ કરનાર કુટુબોના કુટુબજનો આજે શામળદાસને આ બાબતમા ધન્યવાદ આપતા હશે !

આ બધા ઊહાપોહ પછી લલ્લુભાઈના લગ્ન ૧૮૭૮માં ભાવનગરમા એમના પિતાની પદવીના મોભાને છાજે તેવી રીતે ખૂબ ધામધુમથી સતો રામ માધવજીના પુત્રી નાની બહેન જોડે થયા લલ્લુભાઈ તે વેળા પદર વર્ષના હતા અને અગ્રેજી સાતમા ધોરણમા ભણતા હતા નાની બહેનનુ વય તે વેળા અગિઆરનું હતુ પણ લગ્ન પછી કન્યા, તે સમયમા તુરત સાસરે આવતા ન હતી એટલે પરણવાનુ તો માત્ર નામનુ હતું પરણનાર વર અને કન્યા લગ્ન પછી અમુક વખત કુવારા હોય તે જ પ્રમાણે જીવન ગાળતા

જ્યારે વર અને કન્યા ઉભયના વડીલોને એમ જણાતુ કે

હવે બન્ને ઘર માંડવાને યોગ્ય થયાં છે ત્યારે કન્યાને સાસરે તેડવાનો વિધિ થતો પણ તે દરમ્યાન વર અને કન્યાને પોતાને જો એમ થતું કે આ વિધિ નાહકનો મુલતવી રખાય છે તો તેઓ પોતાના સ્નેહીઓ અને શુભેચ્છકોની મદદથી છાનામાના મળતા ખરા તે વખતના નાગરોમાં આ પ્રકારનો, છાના મળવાનો, એક જાતનો રવૈયો થઈ ગયો હતો અને લલ્લુભાઈના મિત્રો અને સ્નેહીઓ એમને એ પગલે ચાલવા માટે ખૂબ આગ્રહ કરવા લાગ્યા લલ્લુભાઈના બાહરવાડાવનું ઘડતર એવું હતું કે એક તો એઓ સ્વભાવે બહુ શરમાળ અને લજ્જાળુ હતા અને બીજું એ કે કશું પણ કાર્ય ખાનગીમાં–છાનું કરવામાં એમને એક પ્રકારનું પાપ લાગતું એથી થોડો સમય તો એઓ આ વગરમૂલ્યની સલાહ સ્વીકારવા કટિબદ્ધ થયા નહિ, પણ પછી સલાહ આપનારની સખ્યા વધતી ચાલી એટલું જ નહિ પણ ખાસ સબંધીઓ અને સ્નેહીઓના વર્ગમાંથી પણ એમને એ જ સલાહ આપવામાં આવી લલ્લુભાઈની મોટી સાળીના પતિએ અને પોતાની સગી બહેને પણ એમને આ જ સલાહ આપી અને આવી મુલાકાતો માટે બહેને પોતાના ઘરને જ સ્થાન બનાવ્યું ! જો આ પ્રમાણે બધા જ આ પ્રમાણે સલાહ આપતા હોય તો પછી પત્નીને સાસરે બોલાવવામાં વડીલોને શી હરકત હશે એ લલ્લુભાઈને સમજાયું નહિ છતાં આખરે તેઓ કબૂલ થયા આ પ્રમાણે વૈંક નિયમ એ લોકો ખાનગીમાં મળ્યા હશે પછી નાની બહેનને સાસરે તેડાવ્યા

પણ તે વેળા ભાવનગરમાં એક બીજો રિવાજ હતો વહુ આ પ્રમાણે સાસરે તો આવે પણ તે માત્ર રાતે જ, રાતે મોડી આવે અને સવારે વહેલી પિયર ચાલી જાય એક મશ્કરાએ કોઈક

ાણે લખ્યુ છે કે, હિંદુમા સ્ત્રી દિવસે સ્નાર્ઈણ્ હોય છે અને
રે પ્રિયતમા હોય છે। લ૰ભાઈ પોતાની નોધપોથીમા આનો
વાબ પણ એવી અર્ધ મશ્કરીમા આપે છે કે ' આ કથનમા
ાવનગરી નાગરી ન્યાત માટે એટલો સુધારા કરવાની જરૂર છે
ાતે સ્ત્રી પ્રિયતમા હોય છે એ ખરી વાત પણ દિવસે તો
ા સુધી તે ત્રણચાર બાળકોની માતા થઈ હોય નહિ ત્યા સુધી
સૌર્ઈણ થતી નથી" કારણ કે દિવસના ભાગમા તો સ્ત્રી પોતાને
પેયર જ હોય

આ પ્રસગને લક્ષીને લખેલા એમના સ્મરણો નોધવાલાયક
ે "જ્યા સુધી આનો રિવાજ અમુક પ્રમાણમા પણ વ્યવહારમા
ોય ત્યા સુધી પતિ અને પત્ની વચ્ચે કોઈ પણ પ્રકારનો વિશુદ્ધ
પ્રેમ અને Intellectual affinity અશક્ય છે આવા સબધો
જે પ્રેમને નામે પ્રચલિત છે તે માત્ર કામવાસના છે અને એ
પ્રકારની કામવાસના ઉભયના ચારિત્રમા પતનનું કારણ બને છે
તે સમય સુધીના મારા વાચનમાથી પ્રેમ કેવો હોવો જોઈએ એની
અમુક ભાવના મે કલ્પેલી અને તે ભાવનાને મૂર્ત કરવા મે મારી
યથાશક્તિમતિ પ્રયત્ન કરેલો ત્યા સુધી મને માનવીઓ પ્રત્યેથી નિર્ભેળ
સ્નેહ અને પ્રેમ બહુ ઓછા પ્રમાણમા મળેલો એથી મે મારી
પત્ની પ્રત્યે ખૂબ સ્નેહ દર્શાવેલો અને મમતા દાખવી જેને હું પ્રેમ
સમજતો સ્ત્રી અને પુરુષ વચ્ચે સમાનતા હોવી જોઇએ અને
સ્ત્રીઓને બુદ્ધિમાર્ગે પણ પુરુષ જેટલી જ ઉંચી લઈ જવાની જરૂર
છે એવા વિચાર કોઈ પતિ તે વેળા કરતો જ નથી

"અમારા સમયમા બાળલગ્ન થતા અને લગભગ કુમળી
વયે જ તેમનો ગૃહસસાર મડાતો છતા હાલના છોકરા–છોકરીઓ

શામળદાસે એક શ્લોક કહી સભળાવ્યો હતો તે શ્રોતાઓને અને લલ્લુભાઇને ખૂબ ગમ્યો હતો અને એમાએ લલ્લુભાઇને તો એ સ્મરણપટે કોતરાઈ ગયો હતો એ શ્લોક તે આ —

> नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके
> जनपदहितकर्ता त्यज्यतेपार्थिवेन ।
> इति महति विरोधे वर्तमाने समानः
> नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥

આ શ્લોક શામળદાસે ગુજરાતીમા સમજાવીને પછી શ્રોતાઓને કહ્યુ હતુ કે-જૂના જમાનામાં દીવાનની પદવી સાચવવી મુશ્કેલ તો હતી જ પણ આ જમાનામા બ્રિટિશોના આગમન પછી તો એ પદવીની મુશ્કેલીઓ શતધા વધી ગઈ છે પહેલા તો દીવાનને રાજા અને પ્રજા એ બે પક્ષને સાચવવાના અને એ ઉભય પક્ષનુ હિત સચવાય તે પ્રમાણે દીવાનપદુ કરવાનુ હતુ પણ હવે તો દીવાને એ બે ઉપરાત એક ત્રીજા પક્ષને પણ રાજી રાખવાનો છે અને તે પક્ષ તે બ્રિટિશ સરકારના મુ'કીખાતાના અમલદાર! આ ત્રણે હિત સાચવી દીવાનપદને ન્યાય આપવો એ અતિ દુર્ઘટ છે

પિતાના આ શબ્દોનો પૂરેપૂરો ભાવાર્થ નાના લલ્લુભાઈ તે વેળા તો બરાબર સમજ્યા નહિ પણ જ્યારે તેઓ રાજ્યની નોકરીમાં જોડાયા ત્યારે ધીમે ધીમે તેમને એ મુ'કીખાતાના અમલદારની રાજ્ય કારભારમા કેટલી પ્રબળ અસર હતી તે સમજી શકયા હતા અને એને લઈને પિતાના શબ્દોમા કેટલું ઊંડુ સત્ય હતુ તે જાણી શકયા હતા

## પ્રકરણ અગિયારમું

હસુભાઈએ મૅટ્રિકની પરીક્ષા પાસ કરી એટલે તે વખતના ભાવનગરની હાઈસ્કૂલના હેડમાસ્તર શેનવાળાનો મત લઈને એમના પિતાએ નક્કી કર્યું કે એમને મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ કરાવવા. અમદાવાદની ગુજરાત કૉલેજ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજ કરતાં પાછળ હતી છતાં એની કીર્તિ જે પાછળથી વધી વર્ષો પછી થઈ તે તે વેળા ન હતી તે ઉપરાંત ભાવનગરમાંથી મૅટ્રિકની પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીઓ સામાન્ય રીતે એલ્ફિન્સ્ટન કૉલેજમાં જ જતા અને શેનવાળા પણ તેજ કૉલેજમાં ભણતા હતા એટલે પણ એવો નિર્ણય કરવામાં આવ્યો હોય. "મારા સાથેના મારા મિત્રો માટે પણ એ જ નિર્ણય લાગુ પડ્યો."

પિતાની ઇચ્છા એવી કે મુંબઈમાં પણ, જે પ્રકારનું જીવન પુત્ર ભાવનગરમાં ગાળતો તેવું જ ગાળે ત્યાં સુધી પિતા અથવા મોટા ભાઈ બેમાંથી એક વગર હસનુભાઈ રહેલા નહિ અને ઘર ચલાવવાનો તો એમને જરા પણ અનુભવ નહિ હતો એથી પિતાએ એવું ઠરાવ્યું કે ઘરની સંભાળ લેવા પોતાના એક ખાનગી કારભારીને સાથે મોકલવો. એ પ્રમાણે જટાશંકરને એમની જોડે મોકલવાનું નક્કી કર્યું. સાથે રહેનાર મિત્રો તરીકે બેચરદાસ છગનલાલ,

રતિશંકર ગયાશંકર, અનંતરાય નાથજી અને પ્રભાશંકર જટાશંકર એ ચાર જણ મુકરર થયા. બેચરદાસ લલ્લુભાઈની સાથે જ મૅટ્રિક પાસ થયેલા. પ્રભાશંકર મૅટ્રિકમાં નપાસ થયા હતા પણ તેમના બાપ લલ્લુભાઈ સાથે જવાના હતા એટલે એમણે પણ જવું અને મુંબઈ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં દાખલ થવું એમ ગોઠવાયું. રતિશંકર પણ તે જ વેળા મૅટ્રિકમાં પસાર થયા હતા. અનંતરાય લલ્લુભાઈ કરતાં મોટા હતા અને મુંબઈની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં ભણતા હતા.

તારદેવ ઉપર એક નાના બંગલા સામે પિતાએ પૈસા ધીર્યા હતા એટલે તે બંગલો પંડી લેવામાં મુશ્કેલી પડી નહિ. તે વેળા તારદેવ ઉપર બહુ થોડા બંગલા હતા અને તે જગ્યા મોટા શહેર કરતાં નાના ગામડાંને વધુ મળતી હતી. નોકરો અને રસોઈયા ઉપરાંત ગાડીઘોડા પણ ત્યાં રાખવામાં આવ્યો અને કાઠિયાવાડની સાવજને શિકસ્ત આપે તેવી ભેસો પણ રાખવામાં આવી હતી; કારણકે દૂધ તેવા બંદોબસ્ત વગર ભેળસેળવાળું જ મળે એવી સાચી માન્યતા તે વખતે પણ પ્રચલિત હતી.

લલ્લુભાઈ, બહેચરદાસ અને રતિશંકર કૉલેજમાં દાખલ થવાનો વિધિ જાણતા ન હતા પણ એમણે એમ ધારી મૂક્યું કે એમના કરતાં બેએક વર્ષ અગાઉ એ કૉલેજમાં ભણવા ગયેલા ભાવનગરના વિદ્યાર્થીઓ એમને એ બાબતમાં જોઈતી મદદ આપી રહેશે ! તે સમયે એલ્ફિન્સ્ટન કૉલેજ ભાયખલામાં હતી. એ મકાન પાછળથી વર્ષો સુધી વિક્ટોરિયા જ્યુબિલી ટૅકનિકલ ઇન્સ્ટિટ્યુટે ઉપયોગમાં લીધું હતું. એ સંસ્થા હમણાં થોડાં વર્ષ પહેલાં માટુંગા ગઈ ત્યારથી

જ્યાં નવું મકાન બન્યું છે. લલ્લુભાઈ અને રતિશંકરને તો એમ જ લાગેલું કે પોતાની પાઠશાળામાં એક્કા ત્યાં કૉલેજમાં જશે એટલે કૉલેજ પોતાને કૃતકૃત્ય માનશે! પણ એમનો એ ભ્રમ ત્યાં ગયા એટલે દૂર થયો. ત્યાં એમને આવકાર આપવાને કોઈ હાજર ન હતું એટલું જ નહિ પણ જેઓ હાજર હતા તેઓએ આ બે નાના અને નવા વિદ્યાર્થીઓ પ્રત્યે જોવાનો પણ શ્રમ લીધો નહિ. આ બંને બહુ શરમાળ હતા એટલે કોઈને પૂછવાની પણ હિંમત ચાલી નહિ અને ખિન્ન થઈને કૉલેજના વંડામાં બેઠા.

આમ અમુક સમય વીતી ગયો હશે એટલે લલ્લુભાઈની વયના જ બે ગુજરાતી છોકરાઓ ત્યાં આવી ચડ્યા. એમાંના એક આ બેની દયાજનક સ્થિતિ જોઈને પૂછ્યું કે તમે તમારું નામ દાખલ કરાવ્યું છે? લલ્લુભાઈએ સ્પષ્ટ વાત કહી નાખી કે “નામ દાખલ કરાવ્યું નહોતું અને ક્યાંની ઑફિસ ક્યાં છે એની પણ અમને ખબર નથી! અમે તો ભાવનગરના જ, પણ અમારાથી આગળ ભણતા છોકરાની રાહ જોઈએ છીએ.” પોતાને આમ સમભાવપૂર્વક પ્રશ્ન પૂછનાર છોકરો આગળ જતાં હિંદમાં મશહૂર રસાયણશાસ્ત્રી તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરનાર ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર હતો એમ એમને પાછળથી જણાયેલું. પહેલાં તો લલ્લુભાઈને કૉલેજના તદ્દન નવા અને અપરિચિત વાતાવરણમાં પરોવાતાં ઠીક વખત લાગ્યો તે સમય દરમ્યાન આ બે અને બીજા બે પણ ભાવનગરના જ એમ કરીને ચાર વિદ્યાર્થીઓ ‘ક્લાસ'માં પણ એકઠા એકઠા ફરતા કે એક ખૂણામાં બેસી રહેતા; બીજા વિદ્યાર્થીઓ જોડે ભળતા નહિ, પરન્તુ ધીમે ધીમે લલ્લુભાઈએ બીજા દોસ્તો કરવા માંડ્યા જેમાંથી કેટલાક સાથે એમને

ખરી મૈત્રી થઈ અને થોડાક માત્ર ઓળખાણવાળા તરીકે રહ્યા.

આ સમય વિશે લખતા લલ્લુભાઈ જણાવે છે "આવા સંયોગમા સામાજિક રીતરિવાજે, રમતગમત પ્રત્યેની વૃત્તિ અથવા બૌદ્ધિક વ્યાપારમા સામાન્ય અશ આપણને એકેક પ્રત્યે આકર્ષે છે ઘોડેસ્વારી સિવાય મને રમતો આવડતી ન હતી અને તેમા તે વેળા રસ પણ ન હતો એટલે એ ક્ષેત્રમા ખૂબ રસ લેનાર પારસી વિદ્યાર્થીઓમાથી કોઈની સાથે હુ ભળી શક્યો નહિ સામાન્ય રીતરિવાજોને લઈ ને હુ ગુજરાતી છોકરાઓ જોડે સપર્કમા આવ્યો અને તેમા પણ મુખ્યત્વે નાગર છોકરાઓ જોડે બૌદ્ધિક અભ્યાસના છદને લઈ ને મને દક્ષિણી વિદ્યાર્થીઓ જોડે મૈત્રી થઈ"

સ્કૂલમા ઊનવાળાએ લલ્લુભાઈને મેટ્રિકના અભ્યાસક્રમ કરતા ઘણુ વધારે ક્રિકેટ શીખવ્યુ હતુ અને એલ્જીબ્રાનુ પણ ઊડુ જ્ઞાન આપ્યુ હતુ એટલે તે વર્ગના શિક્ષકોનુ ધ્યાન તુરત જ નાના લલ્લુભાઈ પ્રત્યે ખેચાયેલુ, અને એમા ય દ્વિતીય માસિક પરીક્ષામા સ્વ મહાદેવ વિ ગોખલે જેવા નિષ્ણાત વિદ્યાર્થીઓને હરાવીને તેઓ પહેલા આવ્યા ત્યારે તો આખા વર્ગમા સનસનાટી પ્રસરી રહી મહાદેવ ગોખલે મેટ્રિકમા પહેલે નંબરે પાસ થયા હતા, અને તે જમાનાના અતિ બુદ્ધિવાન વિદ્યાર્થી તરીકે જાણીતા હતા વર્ગના કેટલાક ઘણા હોશિયાર વિદ્યાર્થીઓનુ ધ્યાન લલ્લુભાઈ તરફ ખેચાયુ અને તેમાના કેટલાક લલ્લુભાઈને ઓળખતા ન હતા, છતા તેમને મળીને અભિનન્દન આપ્યુ મહાદેવ ગોખલે જેવા બુદ્ધિશાળી અને તેથી કદાચ થોડા ઘણા ગર્વિષ્ઠ છોકરાનો ગર્વ લલ્લુભાઈએ ઉતાર્યો એ કારણ પણ અભિનન્દનનુ હોય તો નવાઈ નહિ!

આ વિજયથી લલ્લુભાઈને આત્મવિશ્વાસ આવ્યો અને જ્યારે

પહેલી ટર્મને અંતે સ્કોલરશિપ પરિક્ષામાં લલ્લુભાઈ ત્રીજા આવ્યા ત્યારે તો એમાં ઘણો વધારો થઈ ગયો એ વેળા એમની સાથે બીજા ઘણા હોશિયાર વિદ્યાર્થીઓ હતા ફિઝિક્સમાં જેમ મહાદેવ ગોખલે નિષ્ણાત ગણાતા તેમ ગણિતમાં કે. જે. અજરેકર અને એન. આર. વૈદ્ય ગણાતા. ગણિતમાં ઊંડા જ્ઞાનને લઈને લલ્લુભાઈને અજરેકર સાથે મૈત્રી થઈ અને લલ્લુભાઈ પોતે સંસ્કૃતમાં નબળા હતા ત્યારે વૈદ્ય એમાં પણ ઘણા હોશિયાર હતા એટલે વૈદ્ય સાથે પણ એમને સારી જેવી મૈત્રી થઈ

ગુજરાતીઓ સામાન્ય રીતે સંસ્કૃતમાં નબળા ગણાતા અને ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર તો વર્ગમાં સાફ સાફ કહેતા કે "ગુજરાતીઓને સંસ્કૃત આવડે જ નહિ" આમાં એઓ બે જણને અપવાદ ગણાવતા એક હરિલાલ ઉત્તમરામ ભટ્ટ અને બીજા નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા લલ્લુભાઈ અને બીજા ગુજરાતી વિદ્યાર્થીઓ આથી ખૂબ ચીડાતા અને દક્ષિણીઓ પ્રત્યેના પક્ષપાત લઈને ભાંડારકર આમ કહે છે એમ જ એમને પહેલાં લાગતું પણ જ્યારે તેમના જાણવામાં આવ્યું કે મેટ્રિકની પરીક્ષામાં બેઠા તે અગાઉ વૈદ્યે સંસ્કૃત વ્યાકરણ અને કોષનો ખૂબ ઊંડો અભ્યાસ કર્યો હતો ત્યારે ખાતરી થઈ કે ભાંડારકર પક્ષપાત નહોતા કરતા પણ માત્ર સત્ય કથન જ કરતા હતા

તે પછી તો ગુજરાતીઓમાંથી દક્ષિણીઓને શિકસ્ત આપે એવા સંસ્કૃત પંડિતો ઉત્પન્ન થયા છે એ જાણીતી કથા છે, પણ તે સમયે તો પરિસ્થિતિ જુદી હતી

એ પહેલી ટર્મમાં લલ્લુભાઈએ મહાદેવ ગોખલે જોડે જેમ

મૈત્રી બાંધી તેમ એમના બંધુ નારાયણ વિષ્ણુ[1] સાથે પણ દોસ્તી બાંધી હતી જોકે એ બેમાંથી મહાદેવ જોડે એમને ગાઢતર સંબંધ હતો મહાદેવ બે ભાઇમાંથી વિદ્યાભ્યાસમાં બધી રીતે વધુ હોશિયાર હતા એટલું જ નહિ પણ સાચા દેશભક્ત અને વિચારક હતા એ જો લાંબુ જીવ્યા હોત તો દેશની અનેક પ્રકારે સેવા કરી શક્યા હોત અને લલ્લુભાઇના પાછળથી થયેલ મિત્ર ગોપાલ કૃષ્ણ ગોખલેને કરતા વધારે નહિ તો એમના જેટલા સમર્થ રાજ્યનીતિજ્ઞ પુરુષ થઈ શકતા હોત એમ લલ્લુભાઇનું ધારવું હતું પણ મૃત્યુએ એમ થવા દીધું નહિ

રજામાં લલ્લુભાઈ ભાવનગર ગયા તે પહેલા એમણે મહાદેવ ગોખલે સાથે શરત મારેલી કે મને સ્કોલરશિપ મળે તો દસ રૂપિયા હારી જાઉં! સ્કોલરશિપ મળી એટલે એમણે દસ રૂપિયા ગોખલેને આપવા માંડ્યા પહેલા તો એમણે એ લેવાની ના પાડી પણ પાછળથી લીધા અને લલ્લુભાઇના નામથી એક હોશિયાર પણ ગરીબ વિદ્યાર્થીને આપી દીધા ગોખલેના આ કાર્યથી લલ્લુભાઇની આંખ ઉઘડી અને એમને જણાયું કે આ રીતે પૈસા આપવાની પ્રથા અતિ ઇચ્છાજોગ છે એટલે એમને પોતાને જે સ્કોલરશિપ મળી હતી અને જે તેમને પોતાની સારી આર્થિક સ્થિતિને લીધે ફાજલ પડે તેમ હતી તે તેમણે મહાદેવ ગોખલેને આપી દીધી લલ્લુભાઇને પોતાને ક્યા વિદ્યાર્થીઓને આવી શિષ્યવૃત્તિની કે આર્થિક મદદની જરૂર છે તેની ખબર નહોતી એટલે મહાદેવને ઠીક લાગે તેમ એ

---

[1] લિબરલ પક્ષના એ સમર્થ વિચારકના મૂલ્યવાન ઇંગ્લિશ લખાણો વર્ષો લગી સાપ્તાહિક 'ગુજરાતી'ના પહેલા જ પૃષ્ઠોમાં આવતા.

મણિરાયને ત્યાં લલ્લુભાઈ રહ્યા હતા. કોઈને ત્યાં રહેવાનો પ્રસંગ લલ્લુભાઈના જીવનમાં પહેલો જ હતો છતાં એઓએ બહુ સારી છાપ પાડી હતી અને મુકુંદરાયે એવી મતલબનો પત્ર પણ એમના પિતા ઉપર લખેલો. આ મુસાફરીમાં બે દિવસ થયા હતા. પણ આ જુવાન કૉલેજિયનોને તો ઘણી મજા આવી હતી.

કૉલેજના જીવનમાં લલ્લુભાઈને એક જ અંગ્રેજ પ્રોફેસર જોડે અંગત કહી શકાય એવો સંબંધ બંધાયો હતો અને તે ગણિતના પ્રોફેસર હૉથોર્નથ્વેઇટ જોડે. એક તો એમનો વિષય જ એવો હતો કે જે ઘણા વિદ્યાર્થીઓને મુશ્કેલ લાગે. તેમાં એઓ કડક શિસ્તપાલક હતા એટલે ઘણાખરા વિદ્યાર્થીઓ એમનાથી ખૂબ ડરતા. પણ લલ્લુભાઈ સાથે એમને બહુ મીઠો સંબંધ બંધાયો હતો. તેનું એક દૃષ્ટાંત બસ થશે. તે વખતે પણ પ્રીવિયસની પરીક્ષામાં સારું પરિણામ ન હોય તેવા વિદ્યાર્થીઓને યુનિવર્સિટીની પરીક્ષામાં બેસવા દેવા માટે રજા નહોતી આપવામાં આવતી. ભાવનગરના વિદ્યાર્થીએ ગણિતના વિષયમાં સારું નહોતું કર્યું એટલે પ્રો. હૉથોર્નથ્વેટે એને રજા આપી નહિ પણ લલ્લુભાઈ વચમાં પડ્યા અને એમણે કહ્યું કે રજામાં હું પોતે એને શીખવીશ. એટલે એ પ્રોફેસર આવા કડક શિસ્તપાલક હતા છતાં એમણે એ વિદ્યાર્થીને રજા આપી.

તે સમયે કૉલેજમાં ફિઝિક્સના ફેલો જોગલેકર અને શેઠના હતા. તે ઉપરાંત બીજા બે ફેલો ખાપર્ડે અને મુધોળકર હતા. આમાં મુધોળકર અને ખાપર્ડે સાથે તો પાછળથી રાજકીય અને ઔદ્યોગિક ક્ષેત્રોમાં લલ્લુભાઈએ ઘણું કાર્ય કર્યું હતું અને તેમની

વચ્ચે ગાઢ મૈત્રી પણ બંધાઈ હતી. મુને ગકરે તે વેળા લલ્લુભાઈને ઇતિહાસ કેમ વાંચવો તે મિત્રભાવે શીખવ્યું. આ શિક્ષણમાં આગળ જતાં ગોખલેએ સારો જેવો ઉમેરો કર્યો અને અભ્યાસમાં હતો એટલા સમયના ગ્રીક ઇતિહાસના વિખ્યાત ઇતિહાસકાર ગ્રોટનાં પુસ્તકો વંચાવ્યાં. એ કૉલેજના દિવસોનાં સંસ્મરણો લલ્લુભાઈને બહુ મીઠાં લાગતાં અને તેઓ એમના ઉત્તરકાળમાં પણ વારંવાર કોઈક Nostalgia–થી સંભારતા.

બીજી ટર્મમાં પણ લલ્લુભાઈએ સંતોષકારક અભ્યાસ કર્યો અને અર્ધ ટર્મની પરીક્ષામાં ગોખલે નાદુરસ્ત તબિયતને લઈને પરીક્ષામાં ગેરહાજર હતા એટલે લૉજિક અને ફિઝિક્સમાં પહેલા આવ્યા. પણ આવા વિજયથી યુવાન લલ્લુભાઈ જરા ફુલાઈ ગયા અને એમણે ટર્મના અંતભાગમાં પહેલાં જેટલું વાંચ્યું નહિ. પરિણામે પ્રીવિમિનરીમાં એમને એટલો વિજય મળ્યો નહિ.

બીજી ટર્મને અંતે લલ્લુભાઈ ભાવનગર ગયા. તે વેળાની મુસાફરી જરા વધુ રોમાંચકારી અને મુશ્કેલ નીવડી. એક તો તે વેળા લલ્લુભાઈને મદદ કરનાર કોઈ ન હતું અને બીજું એ કે નર્મદા નદીનો પુલ ધોવાઈ ગયો હતો. એટલે લોંચ અથવા વહાણ મારફતે નદીનો પટ ઓળંગવો પડ્યો હતો. ફર્સ્ટ ક્લાસના ઉતારુઓને લોંચમાં બેસવાનું હતું જ્યારે બીજા વર્ગના ઉતારુઓને વહાણમાં જવાનું હતું. આ વહાણને લોંચ જ ખેંચી જતી. ફર્સ્ટ ક્લાસમાં લલ્લુભાઈ એકલા જ હતા. એટલે લોંચમાં પણ ઉતારુમાં એ પોતે એકલા જ હતા.

નદીની બીજી બાજુએ ધક્કા જેવું કંઈ હતું જેનાં પગથિયાં

ચઢીને ટકી રહેતા પુત્ર ઉપર જ્યાનું ત્યાં વેગનોમાં જ બેસવાનું હતું અને પછી એ વેગનોની બનેલી ટ્રેન ધીરે ધીરે સ્ટેશને પહોંચતી. સત્તર વર્ષના યુવાન માટે આ કાંઈ મોટી મુશ્કેલી ન કહેવાય; પણ લલ્લુભાઈએ જિંદગીમાં એ દિવસે પહેલવહેલી જાતમહેનત કરી અને પોતાનો સામાન પોતે જ સાચવીને લેંગમાં લેવડાવ્યો, ત્યાંથી વેગનોમાં મુકાવ્યો અને ત્યાંથી પાછો સ્ટેશને ઉતરાવ્યો એટલે એમાં પાર ઊતર્યા ત્યારે તેમને પણ એમ થઈ ગયેલું કે પોતે મહાભારત કાર્ય નિર્વિઘ્ને પાર ઉતાર્યું હતું

આ પ્રમાણેની હાડમારી પછી ભરૂચ સ્ટેશને ઊતર્યા ત્યારે તેના પ્લેટફોર્મ ઉપર ભરૂચના ઓનરરી મેજિસ્ટ્રેટ જજ ચંદુલાલ મથુરાદાસ દોલતજાદા (સુરતના વાણિક કાયસ્થ) લલ્લુભાઈને મળવા હાજર હતા. ચંદુલાલને ભાવનગર સ્ટેટમા જ્યુડિશિયલ ખાતામા બે વર્ષ માટે મુંબઈ સરકારે મૂક્યા હતા તે દરમ્યાન ચંદુલાલ દોલતજાદા લલ્લુભાઈના મોટા ભાઈ વિઠ્ઠલરામ જોડે મારા પરિચયમા આવ્યા હતા અને લલ્લુભાઈ પણ મારી રીતે ઓળખતા હતા. દીવાન શામળદાસે ખાનગીમા ચંદુલાલ દોલતજાદાને લખ્યુ હતું કે લલ્લુભાઈ ભરૂચથી પછા અમદાવાદ ટ્રેનમાં બેસી ગયા એવા સમાચાર એમણે પોતાને આપી દેવા લલ્લુભાઈને આ વિષેની ખબર પિતાએ નહોતી આપી—એમ ધારીને કે એમ કરવાથી પુત્ર નાહકનો વ્યગ્ર થઈ જાય જ્યારે દોલતજાદાએ આ વાત કરી ત્યારે જ લલ્લુભાઈને વિચાર આવ્યો કે પિતા પોતાને માટે કેટલી કાળજી રાખતા હતા!

લલ્લુભાઈના વખતમા પ્રિન્સિપાલ તરીકે પ્રખ્યાત કવિકુટુંબના વર્ડ્ઝવર્થ હતા પણ એઓ એમનો વર્ગ લેતા ન હતા એટલે

વચ્ચે ગાઢ મૈત્રી પણ બંધાઈ હતી. મુધોળકરે તે વેળા લલ્લુભાઈને ઇતિહાસ કેમ વાંચવો તે મિત્રભાવે શીખવ્યું. આ શિક્ષણમાં આગળ જતાં ગોખલેએ સારો જેવો ઉમેરો કર્યો અને અભ્યાસમાં હતો એટલા સમયના ગ્રીક ઇતિહાસનાં વિખ્યાત ઇતિહાસકાર ગ્રોટનાં પુસ્તકો વંચાવ્યાં. એ કોલેજનાં દિવસોના સંસ્મરણો લલ્લુભાઈને બહુ મીઠાં લાગતાં અને તેઓ એમના ઉત્તરકાળમાં પણ વારંવાર કાંઇક Nostalgia–થી સંભારતા.

બીજી ટર્મમાં પણ લલ્લુભાઈએ સંતોષકારક અભ્યાસ કર્યો અને અર્ધ ટર્મની પરીક્ષામાં ગોખલે નાદુરસ્ત તબિયતને લઈને પરીક્ષામાં ગેરહાજર હતા એટલે લૉજિક અને ફિઝિક્સમાં પહેલા આવ્યા પણ આવા વિજયથી યુવાન લલ્લુભાઈ જરા ફુલાઇ ગયા અને એમણે ટર્મના અંતભાગમાં પહેલાં જેટલું વાંચ્યું નહિ. પરિણામે પ્રીલિમિનરીમાં એમને એટલો વિજય મળ્યો નહિ.

બીજી ટર્મને અંતે લલ્લુભાઈ ભાવનગર ગયા તે વેળાની મુસાફરી જરા વધુ રોમાંચકારી અને મુશ્કેલ નીવડી. એક તો તે વેળા લલ્લુભાઇને મદદ કરનાર કોઇ ન હતું અને બીજું એ કે નર્મદા નદીનો પુલ ધોવાઇ ગયો હતો એટલે લોંચ અથવા વહાણ મારફતે નદીનો પટ ઓળંગવો પડ્યો હતો. ફર્સ્ટ ક્લાસના ઉતારૂઓને લોંચમાં બેસવાનું હતું જ્યારે બીજા વર્ગના ઉતારૂઓને વહાણમાં જવાનું હતું આ વહાણને લોંચ જ ખેંચી જતી. ફર્સ્ટ ક્લાસમાં લલ્લુભાઇ એકલા જ હતા એટલે લોંચમાં પણ ઉતારૂમાં એ પોતે એકજ હતા.

નદીની બીજી બાજુએ રાહદા જેવું કર્યું હતું જેનાં પગથિયાં

ચડીને ટકી રહેલા પુત્ર ઉપર જવાનું ત્યાં વેગનોમાં જ બેસવાનું હતું અને પછી એ વેગનોની બનેલી ટ્રેઇન ધીરે ધીરે સ્ટેશને પહોચતી. સત્તર વર્ષના યુવાન માટે આ કાંઇ મોટી મુશ્કેલી ન કહેવાય; પણ લલ્લુભાઇએ જિંદગીમાં એ દિવસે પહેલવહેલી જાત-મહેનત કરી અને પોતાનો સામાન પોતે જ સાચવીને લોંચમાં લેવડાવ્યો, ત્યાંથી વેગનોમાં મુકાવ્યો અને ત્યાંથી પાછો સ્ટેશને ઉતરાવ્યો એટલે એમાં પાર ઊતર્યા ત્યારે તેમને પણ એમ થઈ ગયેલું કે પોતે મહાભારત કાર્ય નિર્વિઘ્ને પાર ઉતાર્યું હતું

આ પ્રમાણેની હાડમારી પછી ભરૂચ સ્ટેશને ઊતર્યા ત્યારે તેના પ્લેટફોર્મ ઉપર ભરુચના સબોર્ડિનેટ જજ ચંદુલાલ મથુરાદાસ દોલતજાદા (સૂરતના વાલ્મિક કાયસ્થ) લલ્લુભાઈને મળવા હાજર હતા. ચંદુલાલને ભાવનગર સ્ટેટમાં જ્યુડિશિયલ ખાતામાં બે વર્ષ માટે મુંબઈ સરકારે મૂકયા હતા તે દરમ્યાન ચંદુલાલ દોલતજાદા લલ્લુભાઇના મોટા ભાઈ વિઠ્ઠલદાસ જોડે મારા પરિચયમાં આવ્યા હતા અને લલ્લુભાઈ પણ મારી રીતે ઓળખતા હતા. દીવાન શામળદાસે ખાનગીમાં ચંદુલાલ દોલતજાદાને લખ્યુ હતું કે લલ્લુભાઈ ભરૂચથી પાછા સહીસલામત ટ્રેનમાં બેસી ગયા એવા સમાચાર એમણે પોતાને આપી દેવા. લલ્લુભાઇને આ વિષેની ખબર પિતાએ નહોતી આપી–એમ ધારીને કે એમ કરવાથી પુત્ર નાહકનો વ્યગ્ર થઈ જાય જ્યારે દોલતજાદાએ આ વાત કરી ત્યારે જ લલ્લુભાઇને વિચાર આવ્યો કે પિતા પોતાને માટે કેટલી કાળજી રાખતા હતા!

લલ્લુભાઇના વખતમા પ્રિન્સિપાલ તરીકે પ્રખ્યાત કવિ્ઝુબના વર્ડ્ઝવર્થ હતા પણ એઓ એમનો વર્ગ લેતા ન હતા એટલે

એમને જરા પણ સંપર્ક થયેલો નહિ બીજા અંગ્રેજ પ્રોફેસરોમાં અંગ્રેજીના બેરેટ, સંસ્કૃતના પીટર્સન અને લૉજિકના મૅકમિલન હતા. પીટર્સન સંસ્કૃતના પ્રોફેસર ઉપરાંત યુનિવર્સિટીના રજિસ્ટ્રાર તરીકે પણ કામ કરતા તે વેળાએ સંસ્કૃતના નિષ્ણાત વિદ્યાર્થીઓના કહેવા ઉપરથી એમ જણાતું હતું કે સંસ્કૃત કરતાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે પીટર્સન સારું કામ કરી શકત. અલબત, એમના આસિસ્ટન્ટ પ્રોફેસર સર રામકૃષ્ણ ભાંડારકરની તુલનામાં તો એ ઊતરતા જ ગણાય. પાછળથી પ્રો. પીટર્સન સાથે લલ્લુભાઈ સારા સમાગમમાં આવ્યા હતા. બેરેટ બહુ ઉગ્ર પ્રકૃતિના હતા અને વર્ગમાં જરા પણ અવાજ થાય તો એ તુરત વર્ગ છોડીને ચાલ્યા જતા. પાછળથી હોશિયાર વિદ્યાર્થીઓ એમની પાસે જતા અને વર્ગ તરફથી માફી માગતા અને ફરીથી અવાજ નહિ થાય એવી બાંહ્યધરી આપતા એટલે બેરેટ પાછા વર્ગમાં જતા! મૅકમિલન યુવાન હતા અને તુરતના ઈંગ્લંડથી આવેલા. તેઓ ઈંગ્લંડમાં જેમ વિદ્યાર્થીઓ જોડે વર્તવામાં આવે તેમજ મુંબઈમાં પણ વર્તતા. છોકરાઓને ગૃહસ્થ તરીકે અને મદદકર્તા હોય તેવી રીતે ગણતા.

દીવાન શામળદાસે પુત્રને મુંબઈ ભણવા મોકલ્યા ત્યારે મર એમ. એમ. ભાવનગરીને (તે વેળાના ભાવનગર રાજ્યના મુંબઈના એજન્ટ) લલ્લુભાઈની દેખરેખ રાખવાનું કહેલું. આથી એઓ લલ્લુભાઈને ત્યાં અડવાડિયામાં એકાદ વાર જરૂર જઈ આવતા અને લલ્લુભાઈ તો દર રવિવારે એમને ત્યાં જતા જ. ત્યાં સુધી લલ્લુભાઈને રોજના સામયિકો વાંચવાની ટેવ ન હતી. ભાવનગરીએ એ ટેવ પડાવી અને તે વેળા 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના કર્તા પણ ચડિયાતું ગણાતું એ 'બૉંબે ગૅઝેટ' વાંચવાની ખાસ ભલામણ કરેલી.

લ તુભાઈ જ્યારે મુંબઈ ભણતા હતા ત્યારે એમને દર ત્રણ કે ૭ અઠવાડિયે તાવ આવી જતો આથી પિતાને એમ થયુ કે મુંબઈની હવા પુત્રને માફક આવતી નથી તે ઉપરાત ભાવનગર રાજ્યમા પણ સંજોગો એવુ સ્વરૂપ ધારણ કરતા જતા હતા કે પિતાને એમ લાગ્યુ કે તે જ સમયે જો લ ્તુભાઈ રાજ્યની નોકરીમા જોડાઈ જાય તો લલ્લુભાઇને પોતાને જ નહિ પણ કુટુબને અને અમુક પ્રમાણમા રાજ્યને પણ લાભ થાય આથી દીવાન શામળદાસે એમને અભ્યાસ છોડી દેવાનો આગ્રહ કર્યો

લ તુભાઇ એ વિચારની બહુ વિરુદ્ધ હતા પણ કિસ્મત સામુ હતુ યુનિવર્સિટીની પરીક્ષામા લ ્તુભાઇને તાવ ચડ્યો એટલે ગણિતના પેપરમા બેસી શક્યા નહિ અને પરિણામે એઓ નાપાસ થયા આ ઉપરથી પિતાએ એવો આગ્રહ કર્યો કે એક વર્ષ તો ઓછામા ઓછુ પુત્ર કૉલેજ છોડી દેવી અને પોતાના આસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે કામ કરવુ અમુક પ્રમાણમા, લલ્લુભાઇને પોતાના પિતાની ઇચ્છાને અનુકૂળ થવાની પોતાની ફરજ લાગી અને અમુક પ્રમાણમા એને લઇને પોતાનાથી પત્ની જોડે રહેવાશે એ વિચારથી પણ એમણે આ યોજના સ્વીકારી

આવા સંજોગોમા લલ્લુભાઇએ કૉલેજ છોડી અને ભાવનગર જઇને મહારાજાના અડર સેક્રેટરી નિમાયા મહારાજાએ એમને પોતાના ખાનગી મનીને પત્રોના ખરડા તૈયાર કરવામા મદદ કરવાનુ કાર્ય પણ સોંપ્યુ લલ્લુભાઈ ભાવનગર રાજ્યના અમલદાર થયા



# પ્રકરણ બારમું

૧૮૮૧ના જાન્યુઆરીની તારીખ પહેલીએ લલ્લુભાઈ ભાવનગર રાજ્યના અમલદાર થયા પણ તે પહેલાં, પિતા દીવાનપદે એટલે એમની ઉમર નાની હતી છતાં રાજ્યના ઘણા ભપકાભર્યા પ્રસંગોમાં ભાગ લેવાનો લાભ એમને મળ્યો હતો તેમાં ભાવનગર ગોંડલ રેલ્વેના ભાવનગર-વિભાગની ઉદ્‌ઘાટનક્રિયાનો સમારંભ પણ એક હતો એ ઉદ્‌ઘાટનક્રિયા મુંબઈના તે વેળાના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસને કરી હતી ગવર્નર મુંબઈથી ભાવનગર સરકારી સ્ટીમરમાં આવ્યો હતો અને તેને બારે આવકાર આપવામાં આવ્યો હતો બંદર ઉપર એક દમામદાર શમિયાનો બાંધવામાં આવ્યો હતો અને ત્યાં જ દરબાર ભરાયો હતો ગવર્નરને આવકાર આપતું માનપત્ર વાંચવામાં આવ્યું તેમાં જવાબમાં તેણે મહારાજા અને તેમના કારભારના ખૂબ વખાણ કર્યાં પણ એમની કદર તરીકે કોઈ ખિતાબની નવાજેશનું નામ તેણે ન દીધું એથી મહારાજા તેમ જ મોટા મોટા અધિકારીઓને ઘણો ખેદ થયો

લલ્લુભાઈ પોતાની નોંધમાં જણાવે છે તે પ્રમાણે "અમારે ત્યાં તે દિવસની સાંજે અને રાતે આ જ વાત થયા કરી પિતા તેમ જ મોટાભાઈને ઘણો ખેદ થયો હતો છતાં એમને આશા હતી કે બીજે દિવસે સવારે જ્યારે રેલ્વેની ખરી ઉદ્‌ઘાટનક્રિયા

થશે ત્યારે કે રી એમ આઈના ઈલ્કાબની જાહેરાત કરવામા આવશે તે વેળા મને અ વા ઈલ્કાબોની મહત્તાની યથાર્થતા બરાબર સમજાઈ ન હતી મારી મોટી વયે મને સમજણ પડી કે રાજા-મહારાજાઓ ઉપરાત, આખા હિંદુસ્તાનના શ્રીમત તથા આગેવાન લોકોમા પણ આવા ઇલ્કાબો માટે ઘણી ઇચ્છા થતી અને તે મેળવવા માટે અનેક યત્નો કરવામા આવતા ઈલ્કાબો સારા કામની કદર કરવા માટે સરકારે રાખેલા પણ એની અસર એ ઇલ્કાબો મેળવવાની ઇચ્છા રાખનારા ઉપર માઠી થતી તેઓ ભૂલી જતા કે માગ માગ્યે એ જ પોતાના બન્ધારૂપ છે સખાવતો કરવામા પણ ઘણા ધનિકો ઈલ્કાબોને લક્ષમા રાખતા ગાંધીજીએ આ વિષયમા હિંદીઓના માનસમા પ્રચડ પરિવર્તન આણ્યુ ત્યા સુધી લોકો આવા ઇલ્કાબો મેળવવા ખૂબ ફાફા મારતા "

રે વેના ઉદ્ઘાટનવેળા કે પછી એમને મિજબાની આપવામા આવી તે વખતે ગર્વનરે ખિતાબ વિષે કશુ કહ્યુ નહિ એથી યુવાન મહારાજાને ઘણુ લાગી આવ્યુ તેમ જ જેઓ તે વેળા રાજ્યના વહીવટમા આગળ પડતો ભાગ લેતા હતા તેમને પણ માઠુ લાગ્યુ એના કારણોમા એક કારણ એ પણ હતુ કે કાઠિયાવાડમા આ જાતનુ સુધારાનુ પગલુ લેનાર ભાવનગરાધિપતિ પહેલા રાજવી હતા એમને સ્વ શામળદાસે ખૂબ ટેકો આપ્યો હતો, જો કે અન્ય અમલદારો સામે હતા એથી એમને ખાસ ઇચ્છા હતી અને એમણે ધાર્યું પણ હતુ કે ખિતાબ મળશે, મળવો જોઇએ થોડા માસ પછી એ ખિતાબ એમને મળ્યો અને રેલ્વે પણ સતોષકારક રીતે ચાલવા માડી હતી એટલે સ્વ શામળદાસને તેમ જ મહારાજાને ઘણો સતોષ થયો હતો

જ્યારે લલ્લુભાઈ નોકરીમાં જોડાયા ત્યારે એમનું વય માત્ર અઢાર વર્ષનું હતું અને રાજ્યવહીવટનો ખાસ તો શું પણ સામાન્ય અનુભવ પણ નહોતો. પણ રોજ રાતે એમના પિતા દીવાનસાહેબને ત્યાં અમલદારોની રોજની બેઠક થતી અને તેમાં એમને બેસવા દેવામાં આવતા એ ઉપરથી એમણે એ વ્યવહારુ અનુભવને અંગે બીજું ઘણું જ્ઞાન સંપાદન કર્યું હતું.

આગના સુપ્રસિદ્ધ દીવાન ગગા ઓઝાના સમયથી ભાવનગરમાં એવો રવૈયો થઈ પડેલો કે રાતે વાળુ કરી લીધા પછી રાજ્યના મોટા મોટા અમલદારો દીવાનસાહેબને ત્યાં જતા. આ પ્રમાણે નવેક વાગ્યે અમલદારો બધા ભેગા થઈ રહેતા. ત્યાં દરેક અમલદાર—પછી નાનો હોય કે મોટો પોતાની આફિસની દિનચર્યા ટૂંકામાં કહી જતો, અને જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં તે બાબતોનો નિકાલ પણ દીવાન ત્યાં જ લાવી દેતા. આ ક્રમ ગગા ઓઝા પછી શામળદાસે પણ ચાલુ રાખેલો અને તેમાં આગળ કહેવામાં આવ્યું તે પ્રમાણે લલ્લુભાઈ હાજર રહેતા. એટલે એમને સારો અનુભવ મળેલો.

આ પ્રકારની બેઠકો રાજ્યનીતિશાસ્ત્ર શીખવાની જાણે એક શાળાની ગરજ સારતી હતી. જુદા જુદા ખાતાના અમલદારોના દૈનિક અનુભવોનો પરસ્પર વિનિમય થવાથી સર્વ અમલદારોને સારો લાભ થતો અને ભવિષ્યમાં એ રાજ્ય તેમ જ અન્ય રાજ્યોમાં મોટા જવાબદારીવાળા હોદ્દા લેવા અને કુનેહમંદીથી ભોગવવા માટેની યોગ્યતા એમને ત્યાં મળી રહેતી. આવી શાળામાં તૈયાર થયેલ લલ્લુભાઈને, આ લાભ ઉપરાંત [illegible] પેની

દીવાનગીરીનું સેહી પણ મગજમાં હતું એ ભૂલવું ન જોઈએ. મહેસૂલી પદ્ધતિ, નાણાં-પ્રકરણ, કાયદાનું શાસ્ત્ર, વ્યવસ્થા વગેરે વિષયો પર રોજ ચાલતી વર્ષોની ચર્ચા આ યુવાન મુત્સદ્દીને ગળથૂથી સાથે જ જાણે પાવામાં આવી હોય એમ જ બનેલું કહી શકાય.

આ કારણથી જ, લલ્લુભાઈને ઘણાં જવાબદારીવાળાં કામ પણ સોંપવામાં આવતાં જે રાજ્યખટપટોનાં વિવિધ પ્રકારનાં ચિત્રો 'સરસ્વતીચંદ્ર'થી માંડીને અનેક નવલકથાઓમાં ગુજરાતી નવલકથાકારોએ ચીતરેલાં છે તે રાજ્યખટપટને તેના એ અસલ સ્વરૂપમાં તો, અત્યારે ૧૯૫૪ના આરંભમાં સ્થાન જ નથી એ સમજી શકાય તેવું છે. પણ તે સમયે એટલે કે ૧૮૮૧ની સાલમાં એ ખટપટ સારા પ્રમાણમાં મોજૂદ હતી, તેવી ખટપટો ધ્યાનમાં રાખી, પોતાના પક્ષ માટે બીજાઓ કેવી કેવી વાતો કરે છે એ યાદ રાખી, રાજ્યનાં અન્ય નાનામોટાં માણસોના વર્તન પરત્વે પૂરતી સભાળ રાખી પોતાનું કાર્ય સાવધાનીથી કર્યા જવું એ કરવામાં એક અમલદારને ઘણી ઘણી શક્તિઓનો ઉપયોગ કરવો પડતો તેમ છતાં લલ્લુભાઈને, એમની યુવાન વયે પણ, એમના બુદ્ધિકૌશલ્ય માટે સ્નેહીઓ તેમ જ સામા પક્ષનાં માણસો તરફથી અભિનંદનો મળતાં જ રહેતાં.

નોકરીના આરંભમાં, જ્યારે દીવાન (એમના પિતા) પોતે પોતાના મંત્રી જોડે કામ કરતા હોય ત્યારે અને એ મંત્રી પોતે પોતાના મદદનીશો જોડે કામ કરતા હોય ત્યારે લલ્લુભાઈને હાજર રહેવું પડતું અને રોજ સંધ્યાકાળે, મહારાજા પોતાના

ખાનગી મંત્રીને કાગળો ઉતરાવવા હોય ત્યારે એ ખાનગી મંત્રીને મદદ કરવા જવું પડતું. કામ પૂરું થઈ રહેતું ત્યારે એ મંત્રી તથા બીજાઓ જોડે લલ્લુભાઈ ગાડીમાં બેસીને ફરવા જતા. ખરું જોતાં મહારાજા, દીવાન શામળદાસ અથવા એવા મોટા બીજા અમલદાર જોડે ગાડીમાં ફરવા જાય તેમની પાછળ પાછળ આ બીજા બધા જતા—તેમને જવું પડતું.

ફરી આવ્યા પછી દરબારમાં ખાનગી બેઠક જેવું ભરાતું. તેમાં દરેક ખાતાના ઉપરી, રાજ્યમહેલના અમલદારો તથા ખાસ નિમંત્રિત ગૃહસ્થો જ હાજર રહેતા. આવી બેઠકોમાં વિધિ કેશ જેવું કશું ન હતું. પણ સંગીત તો ઘણું ખરું હોય જ. મહારાજા એક મોટા ઉપર બેસતા, અને બીજા બધા પોતપોતાની પદવી પ્રમાણે વીંટાઈને ગાલીચા અથવા જાજમ ઉપર બેસતા. મહારાજાએ પોતે સંગીતનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો ન હતો પણ દીવાન શામળદાસને એનો સારો જેવો અભ્યાસ હતો અને એમણે મહારાજાને પણ એ સંબંધે ઠીક ઠીક જ્ઞાન આપ્યું હતું. જ્યારે સંગીત ચાલતું હોય ત્યારે મહારાજા હાજર રહેતા અમલદારોમાંથી કોણ કેટલું સંગીત જાણે છે એ વિષે કુતેહથી એમની પરીક્ષા લેતા. પિતા શામળદાસ અને મહારાજા બંને લલ્લુભાઈને સંગીતમાં રસ લેતા કરવા અને એ ક્ષેત્રમાં અભ્યાસ કરીને ઉંડા ઊતરે એ જોવા ઘણા ઉત્સુક હતા. પણ સંગીતને કમનસીબે લલ્લુભાઈને સંગીત વિષે જરા પણ નૈસર્ગિક બક્ષિસ ન હતી. એમના મન સરગમના ઉંચા-નીચા સ્વરો વચ્ચેના ધ્વનિનું અંતર જાણવા તૈયાર જ ન હતા. છતાં એમણે થોડાક મહિના રજવાના ઉસ્તાદો પાસે સંગીતની તાલીમ લીધી. પરિણામ જ્યારે શૂન્યમાં જ આવ્યું ત્યારે

મહારાજાએ એમને આવી કચેરીઓમા સાથી પાછળ બેસવાનો અને ત્યા બેસીને એમને ફાવે તેવા પુસ્તકો વાચવાનો (બીજાઓને વિઘ્નરૂપ નહિ થાય એવી રીતેજ તો) ખાસ હક આપ્યો।

આ સમયમા લલ્લુભાઈએ ખાનગી મત્રી હરિસિંગ જેઠાભાઇ સાથે સારી જેવી મૈત્રી કરી લીધી અને એમની સાથે ગાડીમા આવનાર બીજા બે ગૃહસ્થો જાડેજા કાળુભા તથા રાજકવિ પાતાભાઈ સાથે પણ પોતે ગાઢ પરિચયમા આવ્યા કાળુભા મહારાજાના મામા થતા હતા પાતાભાઈ અસલના જમાનાના ભટોના સમર્થ, સરાસર અવતાર ગણાતા હતા પાતાભાઈને પોતાના વડવાઓ પેઠે રણભૂમિમા ઘૂમવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત નહોતું થયુ છતા એઓ અસલની શૌર્યગાથાઓ અજબ પ્રભાવથી ગાતા હતા લલ્લુભાઈ જણાવે છે તે પ્રમાણે "મહારાજા પાસે કે મારા પિતા પાસે પાતાભાઈ જ્યારે જોધપુરના રાઠોડોના કે ઉદેપુરના સિસોદિયાન કે એવા અસલના શૂરવીરોના યશોગાન એમની વિશિષ્ટ બાનીમા ગાતા હતા ત્યારે મારા જેવાને પણ એવો યોગ્ય ચડી જતો કે જો પ્રસગ આવે તો હું પણ રણભૂમિમા સાહસકર્મો કરીને કીર્તિને વરુ અને શૌર્ય દાખવતો ત્યા જ ખપી જાઉં પણ એમ થવાનુ કારણ એમ હશે કે માત્ર બે-ત્રણ પેઢી પહેલા જ મારા વડવાઓ ભાવનગરના મહારાજા તરફથી યુદ્ધમા લડતા હતા અને નાગરોમા 'સિપાહી નાગર' તરીકે ઓળખાતા તડામાથી હું જન્મેલો તેની ઝાખી અસર મારા માનસ ઉપર રહી ગઈ હશે '

જ્યારે લલ્લુભાઇએ કૉલેજ છોડી અને રાજ્યની નોકરી

મૅટ્રિક સરે એમણે એમના પિતાને વિનંતિ કરી કે નોકરી સાથે પોતે અભ્યાસ ચાલુ રાખે અને 'એક્સ-સ્ટુડન્ટ' તરીકે એલ્ફિન્સ્ટન કૉલેજ તરફથી જ પરીક્ષામાં એમણે એટલી છૂટ આપવી. પિતાએ તે મંજૂર કરી હતી તે વેળા એમના મનમાં એવો વિચાર કે જો હું આ પરીક્ષામાં પાસ થાઉં તો ત્યાં આગળ અભ્યાસ કરવા દેવા પિતાને મનાવી શકું. ઑફિસમાં એમને એવું ખાસ કામ સોંપાયેલું નહિ કે જેથી એમનો બધો સમય એમાં જાય. અભ્યાસનું વાંચવા ધારે તો એ માટે પૂરતો સમય મેળવી શકે એમ હતું. એમના કૉલેજના પરમમિત્ર મહાદેવ ગોખલેએ સૂચવેલાં પાઠ્યપુસ્તકો ઉપરાંત અન્ય પુસ્તકો પણ એમણે એ પ્રસંગે વાંચેલાં. ગોખલે સાથે એમને સતત પત્રવ્યવહાર ચાલતો અને જો કે વર્ષમાં માત્ર એકાદ બે વાર મળી શકતા છતાં ગોખલેના અકાળ મૃત્યુ સુધી એમની મૈત્રી એવી ને એવી રહેલી.

એ મહાદેવ ગોખલેએ એમને ઘણાં પુસ્તકો સૂચવેલાં, પણ એમાં બે પુસ્તકો પર ખાસ ભાર મૂકેલો. Life of Cobden by John Morley તથા Study of Sociology by Herbert Spencer. આમાં પણ "સ્ટડી ઑફ સોશ્યોલૉજી' વાંચવાથી પોતે વધુ ડાહ્યા બની રહ્યા છે એમ ગોખલેએ લખેલું. પુસ્તક વાંચ્યા પહેલાં, લલ્લુભાઈને એ કથનમાં જરા અતિશયોક્તિ લાગેલી પણ વાંચ્યા પછી એ કથન સત્ય લાગ્યું. લલ્લુભાઈ આ વિષે કહે છે "એ પુસ્તક વાંચ્યા પછી મારામાં વધુ ડહાપણ આવ્યું એમ તો કદાચ નહિ કહું પણ એ તેમ જ હર્બર્ટ સ્પેન્સરના અન્ય પુસ્તકો—જે મેં પાછળથી વાંચ્યાં હતાં—વાંચીને મેં ઘણા પ્રશ્નોનું નિરાકરણ કર્યું હતું. મોર્લીકૃત 'કૉબ્ડનનું જીવન'

અને ઉત્તમ પુસ્તકોમાનું એક લાગ્યું છે, એની ઉચ્ચ કક્ષાની શૈલીને અને એમાં ગ્રહેલ વસ્તુને લઈને જેમ જેમ હું મોર્લીના પુસ્તકો વાચતો ગયો તેમ તેમ એમને માટે માન અને આદર વધતા ગયા, એ દિલના વજીર નિમાયા અને એમણે મોર્લી-મિંટો સુધારાનો ખરડો તૈયાર કર્યો ત્યારે એ પરાકાષ્ઠાએ પહોંચ્યા આ ઉપરાંત, તે વેળા મને અર્થશાસ્ત્રનું જરા સરખું પણ જ્ઞાન ન હતું એથી જે 'ફ્રીટ્રેડ'ની નીતિ સ્વીકારવાની કૉબ્ડને અને બ્રેઈટે ચીતને ફરજ પાડી હતી અને જેની મોર્લીએ આવી જબરત ભાષામા પ્રશંસા કરી હતી તે નીતિ મે પણ સ્વીકારી લીધી હતી, અને જેમ પછાથી મુમબઈના ઉદ્યોગપતિઓ તીવ્ર 'પ્રોટેક્શનિસ્ટ' બની ગયા હતા અને માનતા હતા કે કશે કરીને એને લઈને એક વાર ઉદ્યોગો ઠરીઠામ થાય પછી ... ભરનારા અને બનાવેલ માલનો ઉપયોગ કરનારા ('કનઝ્યુમર')ને પણ ફાયદો થશે એવા જહાલ 'પ્રોટેક્શનિસ્ટ' હું થઈ શક્યો ન હતો "

તે વખતે દીવાનના જ હાથમા બધા અગત્યના ખાતા રહેતા માત્ર એકાદ બે બીજાઓને સોંપતા અને એમને નાયબ દીવાન કહેવામા આવતા ગગા ઓઝા નિવૃત્ત થયા પછી એ પ્રમાણે ગગા ઓઝાના પુત્ર વજેશંકરને નાયબ દીવાનપદ અપાયું અને લલ્લુભાઈના મોટાભાઈ વિઠ્ઠલદાસને મહેસૂલી ખાતુ સોંપવામા આવ્યુ હતુ

આ સમયે ભાવનગરના નાગરોનુ જ સામ્રાજ્ય હતુ એમ કહીએ તો ચાલે, એટલુ જ નહિ પણ ભાવનગરના નાગરોએ બીજાં રાજ્યોને પણ દીવાન વગેરે મોટા અમલદારો પૂરા પાડેલા

એ ઐતિહાસિક મત્ય છે લ લુભાઈએ ગન્યમા પોતાની કારકીર્દિનો આરંભ કર્યો ત્યારે આ 'નાગર અમર' પગગથાએ પહોંચેલ હતી એમ પણ કહી શકાય પણ તે પછી થોડા જ કાળમા એમા —એ અજેય દુર્ગમા બહુ નાના છિદ્રો પડના આવ્યા અને ક્રમે ક્રમે એ સામ્રાજ્ય તૂટ્યુ

ભાવનગરના નાગરોના મુખ્ય પાચ પૈકી ગગા ઓઝા, શામળદાસ અને હરિપ્રસાદ દેસાઈ એ ત્રણ પ્રતાપી વર્ચસ્વવાળા હોઈ જ્ઞાતિનુ નિયમન એમના હાથમા જ રહેતુ સવારના વહેલા ઊઠી બ્રાહ્મમુહૂર્ત ઊઠી નાહીધોઈ સધ્યા અને પારપૂજા આટોપી લેવી એ એમનો સહજ કાયક્રમ હતો જનોઈ દેવાયા પછી માથે ધારી રાખી, મોટી ચોટલી રાખવી અને બહાર જતી વેળા કપાળે કા તો મોટો કકુનો ચાલ્લો, કા તો શ ખભસ્મને ચર્ચિત એવુ ત્રિપુડ કરવુ એ તેમનો નિયમ હતો અને લગભગ બધા જ પુરુષો એ નિયમનુ પાલન કરતા દરેક ઘરમા પચાયતન દેવની પૂજા અવશ્ય મનાતી સવારના આ કાર્યથી પરવારી દરેક પુરુષ શાકભાજી લેવા બજારે જતો કાઠિયાવાડમા અન્ય ગજ્યોમા મોટા હોદ્દા ભોગવતા હોય કે ખુદ ભાવનગરમા મોટા અમલદાર હોય છતા શાકભાજીની ખરીદી કરી, ફાટ બાધી પોતે જ ઘેર લઈ આવવામા એ લોકોને તે સમયમા નાનમ નહોતી લાગતી એનું એક શુભ પરિણામ એ આવતું કે પરસ્પર તો તેઓ મળી શકતા એટલુ જ નહિ પણ ગામના જુદી જુદી જાતના ઊચા-નીચા લોકો તથા કારીગરવર્ગ જોડે પણ એઓ સપર્ક સાધી શકતા

તે સમયે નાગરોનો પહેરવેશ પણ લગભગ એક જ જાતનો

જોવામા આવતો પુરુષો ધોતિયુ, કસોવાળુ અગરખુ અને માથે લ'લુભાઈએ આખા હિંદુસ્તાનમા મશહૂર કરી દીધેલી પાઘડી (કાળી ગતી, મદ્રેદ અથવા કિરમજી રગની) પહેરતા અગરખા નીચે સોનાના કે રૂપાના બટનવાળા કમજા અને એની હેઠળ પહેરણ, અગરખા ઉપર મફાકથી ઘડી કરેલ ખેસ પણ હોયજ આ ભાવનગરના નાગરોની પાઘડીની વિશિષ્ટતા એ છે કે તે તેમના ઇષ્ટદેવ હાટકેશ્વરનુ પ્રતીક ગણાય છે થાળુ અને તેની વચમા શિવલિંગ એમના ઇષ્ટની આ બાબાવાની

લ'લુભાઈએ જ્યારથી રાજ્યમા નોકરી લીધી ત્યારથી પાઘડી પહેરવા માંડેલી તે ઠેઠ મૃત્યુ સુધી અગરખાને બ ને પાછળથી રેશમી 'ક્રીમ' રગના કે કાળા રગના પહેરતા પણ જ્યારે તેઓ ઘોડેસ્વારી કરવા જતા ત્યારે પાટલૂન, કોટ અને માથે સાફો બાધતા એમણે જપાન અને ઇંગ્લાડની મુસાફરીમા પણ આ સાફો જ રાખેલો ઘોડેસ્વારીમા તેમની સાથે સામળભાઈ વજેશકર ઓઝા અને શકરપ્રસાદ હરિપ્રસાદ દેસાઈ હતા એમને ગોલ્ફ રમવાનો પણ ઘણો શોખ હતો એ શોખ એમને ભાવનગરની બૅન્કે ઑફ મુંબઈની ભાવનગર શાખાના એજટ ફીનીમરોએ લગાડેલો શૂટિંગ એમને આવડતુ ખરુ પણ કોઈક જ વાર એ શોખ કરેલો

ભાવનગરમા લલ્લુભાઈએ નોકરીનો આરભ કરેલો તે વેળાનુ નાગરોનુ આછુપાતળુ દર્શન ઉપર કરાવવામા આવ્યુ છે, જેથી ત્યારનુ વાતાવરણ કેવુ હતું તેની થોડી પણ કલ્પના આવી શકે આગળ અગુલિનિર્દેશ કર્યો છે તે પ્રમાણે નાગરોની સત્તા પરાકાષ્ટાએ પહોચેલી ત્યાથી ધીમે ધીમે ઊતરતી આવી તેનુ મુખ્ય કારણ તો "Born

to command and not to obey " એવા પ્રકારનું માનસ ઘણા નાગરોએ આખા કાઠિયાવાડમાં બતાવેલું તે કહી શકાય એમ એક નાગર ગૃહસ્થે જ આ લેખકને કહ્યું હતું. બીજાં તો અનેક કારણો હતાં અને હશે પણ અહીં એ સઘળું અસ્થાને છે.



# પ્રકરણ તેરમું

લલ્લુભાઈ નોકરીમાં જોડાયા ત્યાર કેડે જ્યારે જ્યારે ચીફ સેક્રેટરી પિતાની સાથે કામ કરતા ત્યારે ત્યારે તેમને હાજર રહેવું પડતું બધા જુદાં જુદાં ખાતાં સંબંધી ત્યાં વાતો થતી, પત્રો અને બીજા કાગળીઆં વંચાતાં અને પિતા એ બધા કાગળીઆ અને પત્રો તેમ જ અન્ય કામનો ફેંસલો કરતા તે પણ તેમની રૂબરૂમા જ થતું છતા પોતે એક સ્થળે લખ્યુ છે તે પ્રમાણે, તેમને 'લૉ એન્ડ ઑર્ડર'ના ખાતા કરતા 'પોલિટિકલ' અને 'રેવન્યુ' ખાતા તરફ વધુ આકર્ષણ થતું જતુ હતુ અને પોલિટિકલ અને રેવન્યુથી જરાક ઊતરતુ આકર્ષણ એમને રેલ્વે પ્રત્યે હતુ

પણ આ ઉપરાંત એક બીજુ ખાતુ એવુ હતું કે જે થોડુ પોલિટિકલ, થોડુ રેવન્યુ અને થોડુ 'જ્યુડિશિયલ' ગણાતું. આ ખાતા તરફ જુવાન લલ્લુભાઈનુ ધ્યાન ખૂબ ખેંચાયુ જુદા જુદા દેશી રાજ્યોના જમીનદાર ગરાસિયાઓને રાજ્ય જોડે ઝગડો થતો ત્યારે આ ખાતુ તેનો નિકાલ લાવતુ /કાઠિયાવાડના જીવનથી પરિચિત માણસોને તો ખબર હશે કે આ ગરાસિયા પહેલાના વખતમા તકરાર થતા રાજા પાસે પોતાની ફરીયાદ રજૂ કરતા અને એમાં સંતોષ નહિ મળે તો બહારવટું ખેડતા પણ દેશી રાજ્યોએ અંગ્રેજ

सत्तानो स्वीकार कर्यो त्यारथी आ महाराजानो प्र ार गरासियाओने अर्थे वधवा लाग्यो, कारणके राज्यना लश्कर उपरांत तेमने ब्रिटिश राज्यना लश्करनो सामनो करवो पडे एम हतु आने परिणामे आनी तकरारो वखते गरासियाओ राजानी उपरवट थईने पोलिटिकल एजन्टने फरियाद करवा लाग्या आ पोलिटिकल एजन्टो राज्य अने गरासियाना वकीलोनुं कथन सांभळता अने पछी योग्य हुकमो काढता आ विधि देशी राजाओने पोताना मानभंग जेवो लाग्यो अने तेमणे सरकार समक्ष वारंवार विरोध दर्शाव्यो सामा पक्षे गरासियाओनु एवु कहेवु हतु के महारवट्ट खेडवानो तेमनो हक अमलमा मूकी शकाय एम न होवाथी आ सिवाय एमनी पासे अन्य मार्ग रह्यो न हतो

आखरे ए समयना गवर्नरे आ बाबतनो संतोषकारक निर्णय लाववा माटे पोलिटिकल एजन्टो अने जुदां जुदां राज्यना दीवानोनी एक परिषद बोलावी तेने परिणामे राजस्थानी कोर्टनी संस्था अस्तित्वमा आवी आ कोर्टमा एक प्रमुख अने बे सभ्यो निमाता आ उपरांत एवु पण ठराववामा आव्युं के दरेक राजे अर्धन्युडिशियल कोर्टनी संस्था, ऊभी करवी भावनगरमा आ संस्थाने राज्यप्रकरणी कोर्ट एवु नाम आपवामां आव्यु हतुं

राज्यप्रकरणी कोर्टमा पटेना मुकर्दमो चालतो अने त्यांथी जो संतोष नहि मळे तो गरासियाने राजस्थानी कोर्टमां जवानो हक रहेतो ए अदालतनी कार्यपद्धति ( प्रोसीजर ) बहु अटपटी हती छतां सामान्य रीते एनाथी बन्ने पक्षने संतोष थतो आ कोर्ट पटेना थोडी मुदत सुधी ज चालवा माटे नीमवामा आवी हती

પણ પછીથી એ રાજ્યની કોર્ટ લગભગ મધ્યમની થઇ જવા લાગી આથી રાજ્યોએ એની સભા અનાદરનાર વિરોધ ઉઠાવ્યા કર્યો—જે કે સર લલ્લુભાઈના કહેવા પ્રમાણે, ભાવનગરની રાજ્યપ્રકરણી કોર્ટનો જે નિર્ણય થતો તે રાજસ્થાની કોર્ટમાં કોઈ પણ દિવસ ફેરવાતો નહિ આને પરિણામે એ રાજ મિયાએને ભાવનગર રાજ્યના 'એડમિનિસ્ટ્રેટરો' ઉપર દીવાન શામળદાસ દીવાન વિઠ્ઠલદાસ અને સર લલ્લુભાઈ ઉપર સારો વિશ્વાસ બેઠો હતો

રાજ્યપ્રકરણી કોર્ટમાં અમુક નિર્ણયો થતા તે નિર્ણયોને રાજસ્થાની કોર્ટમાં તોડવાના પણ ગરાસિયાઓ હક નહોતા રતા મારણ કે તેમને ભરોસો હતો કે રાજ્ય પોતે લખેલુ નાબુદ નહિ જાય વિઠ્ઠલદાસ અને લલ્લુભાઇના હાથમા જ્યા સુધી સત્તા હતી ત્યા સુધી કેટલીક વાર તો મહારાજાની ખફગી વહોરીને પણ તેમણે આ નિર્ણયોને જાળવી રાખ્યા હતા

જમીનની મહેસુલી પદ્ધતિ ભાવનગરમા જે વેરા જોઈ ટ એડમિનિસ્ટ્રેટર હતા તે વેરા અમલમા મૂકવામા આવી હતી જેને ખાતાબંધી કહેતા સૌથી પહેલા ભાવનગર રાજ્યમા વજે અને 'વેરો લેવામા આવતા જમીનનુ થોડુ ભાડુ ઉઘરાવવામા આવતુ તે વજે' અને પાક થાય ત્યાર કેડે જે પૈસા લેવામા આવે તે 'વેરો' તે પછી મહારાજા જશવંતસિંહજીના વખતમા ભાગબટાઇની પદ્ધતિ અખત્યાર કરવામા આવી હતી પાક તૈયાર થાય ત્યાર કેડે ભાગ પાડીને અમુક ભાગ રાજ્ય લે અને બાકીનો ભાગ જમીનનો ધણી લે તે ભાગ–બટાઇ તે પછી ઉપર જણાવવામા આવ્યુ તે પ્રમાણે 'ખાતાબંધી'ની પદ્ધતિ અમલમા મૂકવામા આવી

આ ખાતાનંીમા પણ અપ્રમાણિક અધિકારીઓ ઘણા પૈસા ખાઈ જતા એવો લલ્લુભાઈનો મત હતો

લલ્લુભાઈ રેલ્વે ખાતામા રસ લેતા તે એની ઇજનેરી બાજુમા નહિ પણ નાણા બાજુમા એમના જ પિતા અભ્યાસપત્રની કરી ગીત સિવાય પણ રેલ્વેને માટે જોઈએ તે ખર્ચ રાજ્યની બચતમાથી આપવાનો ચોક્કસ અડસટ્ટો કરી શકતા એથી લલ્લુભાઈને ઘણુ જ આશ્ચર્ય થયુ હતુ એટલુ જ નહિ પણ એમ કરવામા પ્રજાના હિતાર્થે ચાલતા બીજા ખાતાના નિભાવમા કોઈપણ કાપ મૂકવામા નહોતો આવતો આમ કરવાનુ એક કારણ પણ રહેતુ. સ્ટેટનો મુખ્ય ઇજનેર અગ્રેજ હતો એટલે એને પોલિટિકલ એજટ સાથે સારો સબધ હતો આનો લાભ લઇને એ દીવાન વગેરેને પૂછ્યા વગર કોઈ કોઈ વખત મોટી રકમોની બહાલી મેળવી લેતો જેને પરિણામે બીજા ખાતાઓને સહન કરવુ પડતુ !

રેલ્વેના વહીવટ વિષે દીવાન રામદાસના પોલિટિકલ એજટોએ વારવાર ખૂબ વખાણ કરેલા જે વાચીને જુવાન લલ્લુભાઈને સહજ સતોષ અને મગરૂબી થતા

આ સમયે પોલિટિકલ ખાતામા નાના નાના હોદ્દાઓ ઓ શિરસ્તેદારો ખૂબ સત્તા જમાવીને બેઠી ગયા હતા એનું એક કારણ તો એ હતુ કે તે વખતના એ ખાતાના અમલદારો ઘણુંખરુ લશ્કરી અમલદારોમાથી નિમાતા એમને દેશી ભાષા નહોતી આવડતી તેમજ કાયદાનું જ્ઞાન પણ એમનુ ઘણું ઓછું હતું આને પરિણામે એ નાના નોકરો અન્યાય પણ ઘણો કરતા અને પૈસા પણ ખૂબ ખાતા

ભાવનગરનો એક વખતનો એડમિનિસ્ટ્રેટર કર્નલ વૉટસન તે સમયે રાજસ્થાનની કોર્ટનો પ્રમુખ હતો એણે આ અન્યાય અને લાંચિયાપણુ નાબૂદ કરવાને ભગીરથ પ્રયત્ન કર્યા પણ કમનસીબે તે વખતે કર્નલ બાર્ટન પોલિટિકલ એજન્ટ હતો. બાર્ટનને પોતાના હાથ નીચેના માણસોનો વાક વગતો ન હતો. બીજી કમનસીબી એ હતી કે વૉટસનના હાથ નીચેના ઘણાખરા માણસો નાગર હતા જ્યારે બાર્ટનના હાથ નીચેના બધા વાણીયા હતા એટલે સ્વાભાવિક રીતે જ વૉટસનનું આ સારુ પગલુ નાગરોને નડયુ। વાણીઆઓએ નાગરો સામા અનેક યુદ્ધ આદર્યા જેને પરિણામે આખા કાઠિયાવાડના રાજ્યોમાથી નાગરોની સત્તા ઓસરવા માડી

વૉટસન પોતાના હાથ નીચેના પ્રમાણિક અને વફાદાર માણસોને ઉચે ચડાવવામા ખૂબ રસ લેતો તે પ્રમાણે જામનગરમા મગનલાલ બાપુભાઇ વૈદ્યને દીવાનપદુ મળેલુ બાપાલાલ માણેકલાલને જુનાગઢના નાયબદીવાનની જગ્યા તેણે જ અપાવી હતી આ બાપાલાલ તે વેળા રાજસ્થાની કોર્ટના હેડક્લાર્ક હતા તેની આ પ્રમાણે બદલી કરીને તે જગ્યા પૂરવાને વૉટસને દીવાન શામળદાસને એક વિશ્વાસુ માણસની ભલામણ કરવાનુ કહ્યુ શામળદાસે સનાઘલાલ ગોવિંદરામ દેસાઇની ભલામણ કરી આ તરફ બાર્ટનના માણસ રાવબહાદુર ભીમજીભાઈ કરીને હતા તે વેળા આ પ્રશ્ને બહુ ગરમ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતુ, પણ પરિણામે વૉટસનની છત થઈ હતી અને રા બ ભીમજીભાઇને રેલ્વેના માજિસ્ટ્રેટ તરીકે વધારે ઉચો હોદ્દો આપ્યો અને હેડક્લાર્ક તરીકે સનાઘલાલને નીમવામા આવ્યા

રેલ્વે ભાવનગર અને ગોંડળની ગણાતી પણ તેનો અમુક ભાગ બીજા નાના તાલુકદારોની જમીનમાં આવી જતો હતો. આને લઈને એ તાલુકદારોને ભાવનગર તેમ જ ગોંડળ જોડે ઝગડો ચાલ્યા કરતો હતો આ બાબતમાં નિકાલ લાવવા એક રેલ્વે માજિસ્ટ્રેટની નિમણૂક કરવામાં આવી હતી. પહેલા માજિસ્ટ્રેટ તરીકે કર્નલ હંટરની નિમણૂક થઈ હંટર ઘણો પ્રમાણિક અને કાબેલ અમલદાર હતો પણ સાથે સાથે જરા વધુ પડતો દયાળુ હતો એટલે એણે તાલુકદારોને પોતાની ગયેલી જમીનના બદલામાં વધુ પડતી રકમો અપાવી.

આ પહેલાં કર્નલ હંટર અને શામળદાસ બહુ સારા મિત્રો હતા પણ આને લઈને એ બેના મન ઊંચાં થયાં હતાં. થોડા સમય પછી મહારાજા તખ્તસિંહજીએ એમની વચ્ચે પાછી સલાહ કરાવી હતી. કર્નલ હંટર પોલિટિકલ એજંટ નિમાતાં રા. બ ભીમજીભાઈને એ જગ્યા મળી હતી. તે ખાતાની હેડ ઑફિસ ભાવનગરમાં થઈ હતી અને આ નિમણૂક થતાં રા. બ ભીમજીભાઈ લગભગ દરરોજ શામળદાસને ત્યાં આવતા. નિમણૂક પહેલાંના ભીમજીભાઈ વાણીઆ-પક્ષના નેતા ગણાતા અને અતડા સ્વભાવના લેખાતા પણ નિમણૂક પછી એમનો સ્વભાવ મિલનસાર બહુ જણાયેલો એટલું જ નહિ પણ લલ્લુભાઈના મત પ્રમાણે તો એમનામાં હાસ્યરસની પણ સારી શક્તિ હતી. આ ઉપરાંત, ભીમજીભાઈ જૈન ફિલસૂફીના સારા અભ્યાસી હતા અને દીવાન શામળદાસ વેદાંતના અચ્છા અભ્યાસી હતા. એટલે એ બે જણ કલાકોના કલાકો ફિલસૂફીની ચર્ચા કરતા હતા.

પાછળથી લલ્લુભાઈ પણ ભીમજીભાઈના સારા પરિચયમાં

આવ્યા હતા અને એ બે વચ્ચે સારી જેવી મૈત્રી પણ બંધાઈ હતી.

જ્યારે મહારાજા તખ્તસિંહજી સગીર વયના હતા ત્યારે ઉનાળામાં ગોપનાથ જતા. ત્યાં એમને માટે સુંદર મહેલ બંધાવવામાં આવ્યો હતો. તે ઉપરાંત, દીવાન, મુખ્ય દાકતર, પ્રાઇવેટ સેક્રેટરી અને બીજા નાના અમલદારો માટે પણ તેમના મોભા પ્રમાણેનાં મકાનો ઊભાં કરવામાં આવ્યાં હતાં. મહારાજાનો મહેલ સુંદર છતાં સાદો હતો અને તેમના મહેલમાં તેમ જ દીવાન વગેરેના મકાનમાં બહુ સાદું ફર્નિચર રાખવામાં આવ્યું હતું. આ સંબંધે, લલ્લુભાઈ જણાવે છે કે આ ફર્નિચર કરતાં વધારે ભપકાવાળું ફર્નિચર મેં મુંબઈના ઘણા શેઠીઆઓને ત્યાં જોએલું હતું.

મહારાજા ગાદીતકિયે બેસતા અને સામે અમલદારો જાજમ તથા ગાલીચા ઉપર બેસતા. સવારના રાજ્યનું કામકાજ ચાલતું. બપોરે થોડી વિશ્રાંતિ લેવાતી અને સાંજે ગાડીમાં કે ચાલતા ફરવા જવાની યોજના રખાતી. બહાર જઈ આવ્યા પછી સંગીતની નાની મહેફિલ ગોઠવાતી અને પછી વેદાંતનું વાચન તેમ જ પાતાભાઈની ચારણી શૈલીમાં વાતો થતી. દીવાન શામળદાસને શેતરંજનો બહુ શોખ હતો પણ દીવાનગીરીના કામના બોજાને લીધે શેતરંજની મગજમારી એમને રુચી નહિ એટલે એ પણ એમણે રમવી છોડી દીધેલી. એના બદલામાં એઓ 'ઝરાફા' નામની રમત કોઈ કોઈ વાર રમતા. આ 'ઝરાફા' ને શેતરંજનું હિન્દી સ્વરૂપ ગણાવી શકાય. તેમાં શેતરંજનાં બધાં મોહરાં ઉપરાંત, શાહજાદા, કાનુગા, કોટવાલ વગેરે બીજાં વધારાનાં મોહરાં હતાં. શામળદાસને જ્યારે વખત મળતો ત્યારે પોતાના ખાનગી મંત્રી

હુડીસિંગ જોડે આ રમત રમતા. આ સિવાય કોઈ કોઈ વખત એઓ 'દશાવતાર' નામની રમત રમતા. આ રમતનાં પાનાં અંગ્રેજી બાવન પત્તાંને અમુક પ્રમાણમાં મળતાં આવતાં. ઘણું કરીને એ આકારમાં લંબચોરસને બદલે ગોળ આવતાં. એ ગંજીફાની રમત હવે તો લગભગ અદૃશ્ય જ થઈ ગઈ છે. અમુક વર્ષ પછી લલ્લુભાઈ પોતાનાં બીજી વારનાં લગ્નથી ભોળાનાથ સારાભાઈના કુટુંબ જોડે સંબંધમાં આવ્યા ત્યારે તેમણે આ દશાવતારની ગંજીફાની રમત ભોળાનાથભાઈના કુટુંબના ત્રણચાર માણસને શીખવેલી જેમાં શ્રી ગટુભાઈ ગોપીલાલ ધ્રુ પણ હતા.

આ ગોપનાથની જગ્યા અને ભાવનગર વચ્ચે મોટી નદી હોવાથી, પૂરને કારણે એવું પણ બનતું કે ભાવનગર અને ગોપનાથ વચ્ચેનો વ્યવહાર દિવસો સુધી અટકી પડતો. વળી તે સમયે એ બે સ્થળ વચ્ચે તારનો સંબંધ હતો નહિ એટલે ભાવનગર અતિશય જરૂર હોય છતાં મહારાજા ત્યાં જઈ શકે નહિ એવી પરિસ્થિતિ હતી.

આથી શામળદાસે ઇજનેરોની સલાહ લઈને હાથબનું સ્થળ મહારાજાના ઉનાળાના વસવાટ તરીકે પસંદ કર્યું. હાથબ ભાવનગરથી માત્ર સત્તર માઇલ દૂર અને વચમાં કોઈ નદી જેવું વિઘ્ન નહિ. દરિયા કિનારે આવેલું છે છતાં ત્યાં મીઠા પાણીના કૂવા સારા ખોદી શકાય તેમ છે. ૧૮૮૧ની સાલમાં મહારાજા તખ્તસિંહજી હાથબ હતા ત્યારે લલ્લુભાઈ, રાજ્યની તેમની નોકરીના પહેલા વર્ષમાં મહારાજાની સાથે તેમના મંત્રી તરીકે સાથે હતા. એજ વેળા ત્યાં સમાચાર મળેલા કે મહારાજાને સરકારે કે. સી.

એમ આઈ નો ઈટિકામ આપ્યો છે

હાથમમા લલ્લુભાઈ ને અંગ્રેજીનાં પાઠ્યપુસ્તકો તેમ જ બીજાં માસિકો અને સાપ્તાહિકો વાચવાનો મારો સમય મળતો તે સમયે ગુજરાતી માસિકો બહુ થોડા નીકળતા અને સાપ્તાહિકોની પણ તંગી જ હતી એટલે લલ્લુભાઈ તો બહુધા અંગ્રેજી જ વાચતા

આ સમયને વિષે લલ્લુભાઈ એક સ્થળે જણાવે છે કે—

હું તે વેળા બ્રિટિશ રાજ્યનીતિમા ઘણુ સમજતો ન હતો પણ સ્કુલમા તેમજ ખાનગી વાતમા મી ઊનવાળાએ વાર વાર કહેલુ તે ઉપરથી મારા મનમા એટલુ ઠસી ગયેલુ કે અંગ્રેજ રાજ્ય નીતિપ્રકરણમા હિન્દીઓએ હમેશ લિબરલોને ટેકો આપવો જોઈએ તે વેળા ગ્લેડસ્ટન ઊનવાળાનો વીર-પુરૂષ હતો અને એની અસર મને પણ સારા પ્રમાણમા થયેલી હુ ગ્લેડસ્ટને પારલામેંટ તેમજ બહાર કરેલા ભાષણો અંગ્રેજી દૈનિક અને સાપ્તાહિકોમા વાચતો.

લલ્લુભાઈએ તેજ સમયે પાઠ્યપુસ્તક "Selected Poems from Byron" વાચેલુ અને પરિણામે બાયરનના કાવ્યોથી એટલા બધા મુગ્ધ થઈ ગયેલા કે તેના બધા જ કાવ્યો એમણે વાચી નાખ્યા અને તેના ટૂંકા કાવ્યો તો અનેક વેળા વાચેલા બાયરનની નાની નાની જીવનકથાઓ, અને તેના કાવ્યોની સમીક્ષાઓ પણ એમણે એ અરસામા વાચેલી એમના શબ્દોમા કહીએ તો મને એ કાવ્યો એવા ગમતા કે મારા સ્કૂલ અને કોલેજના દિવસોમા બીજા મિત્રો આગળ હું એમાથી ઉતારા બોલતો. અલબત્ત બહુ લાબા સમય પછી હુ અત્યારે બાયરન વાચુ છુ ત્યારે મને તે વેળા જે તીવ્ર અસર થયેલી તે નથી થતી પણ એનુ કારણ તો વયની વૃદ્ધિ હશે બાકી હજી પણ હું એટલુ તો માનું છુ કે બાયરનમા વાચકોને પોતાની ઈચ્છા વિરુદ્ધ પણ આકર્ષવાની જે અદ્‌ભુત શક્તિ હતી તેવી શક્તિ ઘણા થોડા અન્ય અંગ્રેજી કવિઓમા હશે.



# પ્રકરણ ચૌદમું

૧૮૮૧માં લલ્લુભાઈ ભાવનગર રાજ્યની નોકરીમાં જોડાયા અને માત્ર બે વર્ષ પછી ૧૮૮૩માં એમના પ્રથમ પત્ની નાનીબહેનનું લગભગ સોળ–સત્તરની કુમળી વયે દુઃખદ અવસાન થયું. લલ્લુભાઈનો સ્વભાવ કુમળો અને સ્નેહાળ હોઈ એમને આ જખમથી ખૂબ લાગ્યું. પણ સાથે સાથે પ્રભુની ઈચ્છાને આધીન થવાની વૃત્તિથી તે એ જખમને શાંતિથી અને સ્વાસ્થ્યથી પચાવી શક્યા.

પ્રકરણ ચોથામાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે એ અરસામાં પિતા શામળદાસની તબિયત ધીમે ધીમે લથડવા માંડી હતી એટલે એમણે લલ્લુભાઈને એમના પ્રથમ પત્નીના મૃત્યુ પછી વર્ષેક દિવસ રહીને બીજી વાર લગ્ન કરવાનું સમજાવ્યું. તે સમયમાં મોટી ઉમરની કન્યા મેળવવાની મુશ્કેલી ઘણી હતી. પણ લલ્લુભાઈ વિધુર થતાં ઘણાં માબાપોની નજર એમના પ્રત્યે સ્વભાવિક રીતે જ આકર્ષાઈ હતી. એમાં અમદાવાદના સુપ્રસિદ્ધ નાગરિક સ્વ. ભોળાનાથ સારાભાઈના પુત્ર સ્વ. ભીમરાવ દિવેટીયા અને તેમના પત્ની, સ્વ. બાપુભાઈ દયાશંકરના બીજા પુત્રી સ્વ. ચતુરલક્ષ્મી પણ હતાં.

ભીમરાવને ત્રણ પુત્ર અને ચાર પુત્રી હતાં. સ્વ. વ્યંકટરાવ, સત્યેન્દ્રરાવ, સ્વ. વીરમિત્ર, સ્વ. ચીંબહેન સ્વ. વસુબહેન,

સ્વ સત્યવતી અને સ્વ કુસુમ એમા સત્યવતીનો જન્મ ૧૮૭૦મા થયો હતો એટલે ૧૮૮૩-૮૪મા એમનુ વય તેર-ચૌદનુ હતુ માબાપે તેનુ માગુ લલ્લુભાઇ માટે મોકલ્યુ સત્યવતી જન્મ્યા પછી, પહેલ ચારપાચ વર્ષ માબાપ જોડે, મુબઇમા શેઠ ગોકળદાસની ચાલમા રહેલા તે વેળા એમના સૌથી મોટા બ્હેન કેશવબા (કે ચી'બહેન અને મોટાભાઇ વ્યકટભાઈ પણ એમની સાથે હતા પાચેક વર્ષના થયા એટલે મુબઇથી અમદાવાદ ભણવા આવેલા અમદાવાદમા મીરજાપુરમા જગાભાઇ શેઠવાળો બગલો ભાડે રાખ્યો હતો તેમા એ કુટુબ રહેતુ હતુ વચમા થોડો સમય વડોદરા પણ ગયેલા કારણ કે ભીમભાઇને વડોદરામા નોકરી મળેલી લગ્ન થયા તે વેળા સત્યવતી લાખા પટેલની પોળમા વડીલો સાથે રહેતા હતા

શ્રી વિદ્યાબ્હેન નીલક૪ સત્યવતી વિષે લખતા "લેડી વિદ્યાબ્હેન અભિનદનગ્રથ'મા લખે છે

"સત્યવતી ઘણા જ રૂપાળા અને તેજનો અંબાર જેવા લાગતા હતા દદમા એ સહેજ નીચા હતા તેમનો અભ્યાસ અગ્રેજી પાચમા ધોરણ સુધી હતો માતાપિતાની ખાનદાની સત્યવતીમા ઊતરી હતી એટલુ જ નહિ પણ દ્વિગુણિત થઈ હતી તેર વર્ષની ઉમરે તદ્દન અજાણ્યા, પરાયા, નાનામોટા અનેક માણસોવાળા સાસરના કુટુબમા તેઓ ગયા કુટુબ અજાણ્યુ એટલુ જ નહિ પણ ગામ પ્રદેશ નવો, રીતરિવાજ તદ્દન જુદા, ધનવૈભવ અને સત્તાના ગર્વપૂર્ણ કુટુબમા આ નાનકડી બાળા એકેએક જણને પ્રિય થઇ પડી એ તેની સાચી લાયકાતનુ જ પરિણામ હતુ જેઠ-જેઠાણી, નજરમાન પ્રતાપી નણદ, ભાણેજો, ભત્રીજા, સહુનો મુકામ એને ત્યા અને સાક્ષાત કોઈ દેવી હોય તેમ સત્યવતીના તેજમા સહુ

કોઈ અભડ ગયા હતા એ વાતની સાક્ષી ભાવનગરમાં અનેક મનુષ્યો પૂરે છે"

પણ સુલક્ષણીના લગ્ન લલ્લુભાઈ જોડે નક્કી થયા તે પહેલાં એમના વિવાહ બેચરલાલ જીવણલાલ વૈદના પુત્ર મગનલાલ ઉર્ફે ગગો જોડે થયા હતા આ વિવાહ દાદા ભોળાનાથ, પિતા ભીમરાવ તેમ જ માતા ચતુરમાને બહુ પસંદ નહોતા પણ એટલે એ બાબતની ભાંજગડ ચાલ્યા કરતી હતી આખરે સુલક્ષણીના મામા કનૈયાલાલ ગિરધરલાલ મુન્શી કહેતાથી એ વિવાહ તોડવામાં આવ્યો અને લલ્લુભાઈ સાથે કરવામાં આવ્યો

આ વિવાહ કરતી વખતે લલ્લુભાઈના મોટાભાઈ વિઠ્ઠલરામ અને એમનું મંડળ અમદાવાદ આવીને ઘીકાંટામાં મગનભાઈ કરમચંદ શેઠની હવેલીમાં ઉતર્યું હતું જ્ઞાતિની આપને પણ થઈ લલ્લુભાઈને તે વખતે સુલક્ષણીના પક્ષમાંથી કોઈએ ખાસ જોયેલા નહિ માત્ર નરસિંહરાવ અને કૃષ્ણરાવે એમને તેમના સમયમાં દીઠેલા એથી વિદ્યાદાસે લલ્લુભાઈની છબી બતાવીને બધાને જોયાનો સંતોષ આપેલો બાદ રીતિપુરઃસર સુલક્ષણીના કુટુમ્બના ગોર અમથાલાલના જમાઈ લાધા પગી ઉર્ફે પ્રેમરામ વિઠ્ઠલરામને ઉતારે ગયા અને વિવાહનું નક્કી કર્યું તે પછી તરત જ લાધા પગી કન્યાને લઈને ભાવનગર ગઈ આવ્યા ત્યાં રીતસરની રૂઢિ કરતાં પણ તેમનો વધારે સમાગમ થયો

અમદાવાદમાં તે વેળા વડનગરા નાગરો પોતાની કન્યાને બહારગામ જવા દેતા નહિ એટલે આ પેંડો કરેલો વિવાદ તોડવામાં આવ્યો એથી અમદાવાદની નાગરી ન્યાતમાં ભોળાનાથના કુટુમ્બે ખૂબ તિરસ્કાર

કરવામાં આવ્યો. ઘણાઓએ તો એટલે સુધી કહ્યું કે ભોળાનાથે પઇસા લઇને ડોસો વર શોધ્યો. જો કે લલ્લુભાઇનું વય ૧૮૮૪માં માત્ર એકવીસ વર્ષનું હતું છતાં એમનો લાંબો, પહોળો પ્રચંડ દેહ ગૌરવર્ણી આકર્ષણ મુખમુદ્રાથી તેમનું વય ત્રીસ-પાંત્રીસ પણ ધારી શકાતું (અને તે વેળા ત્રીસ-પાંત્રીસનું વય ઘડપણમાં ગણાતું.)

લગ્ન વખતે, શામળદાસની તબિયત ખરાબર નહિ હોવાથી એઓ અમદાવાદ જઇ શકયા ન હતા અને વિઠ્ઠલદાસ મોટી જાન લઇને આવેલા. તેમનો ઉતારો રાજપુરમાં આવેલ મગનભાઈ શેઠની હવેલીમાં હતો. હજીરાની પોળમાં આવેલા મોટા ડહેલામાં એમનું રસોડું રાખવામાં આવ્યું હતું અને હજીરાની પોળથી લાખા પટેલની પોળ સુધી, છાંયડા માટે મોટા મોટા ચંદરવા બાંધી દેવામાં આવ્યા હતા. લાખા પટેલની પોળને નાકે આવેલા મુનશીજીના ડહેલામાં કન્યાપક્ષ તરફથી વહેવાઇઓ અને ગ્નાતિ-ભોજન માટેનું રસોડું હતું. લલ્લુભાઈ તરફથી મૌલાબક્ષ અને શાંતારામ જેવા ઉસ્તાદોને બોલાવવામાં આવ્યા હતા અને સૂરતમાં તે વખતે બહુ વખણાતું નન્નુમિયાનું વાજુ સૂરતના નાગર ગૃહસ્થ અને સબ જજ્જ મુકુંદરાય મણિરાય મારફતે મંગાવ્યું હતું. વરપક્ષની તહેનાતમાં કન્યાપક્ષ તરફથી નોકર-પટાવાળામાં બાપુ, ચકો, કરીમ, નરસિંહ, કોચમેન ભાણા પટેલ, ખીમા પટેલ વગેરેને મૂકવામાં આવ્યા હતા.

વહુવરના વરઘોડામાં ખાસ ભાવનગરથી આવેલ પારસી કોચમેનથી પોળમાં ચારઘોડાની ચોકડી અંદર ગઈ નહિ તે ભોળાનાથના ગાડીવાળા જેચંદ પટેલે લઈ આવી આપી તે ઉપરથી

વરપક્ષનાએ એને સારું ઈનામ આપ્યું હતું.

લગ્ન સમયે શેઠીઆઓમાં પ્રેમાભાઈ નગરશેઠ, જેસીંગભાઈ શેઠ, સારાભાઈ, મગનભાઈ કરમચંદ વગેરે હાજર હતા. ખેડાના વકીલ છગનલાલ તથા નાજૂ કેશવલાલ, વડોદરા રાજ્ય તરફથી અમલદારો અને બળવંતરાય મુનશી, ચીમનરાવ બક્ષી વગેરે હતા અને મહારાજા તરફથી પોષાક પણ લાવ્યા હતા. રાધનપુર સ્ટેટ તરફથી નવાબે હરિભાઈ ઠાકોરને મોકલ્યા હતા.

લગ્ન વખતે લલ્લુભાઈએ અમદાવાદી રિવાજ પ્રમાણે ફૂલનો ખૂંપ નહોતો પહેર્યો પણ ભાવનગરમાં વરરાજા પહેરતા તેવી લીલા રંગની ટોપીમાં ફૂલ ખોસ્યા હતાં, અને શાલ ઓઢી હતી. સઘળી વિધિ નાગર ન્યાતના ગોર નારણજી પંડ્યાએ અમદાવાદી નિયમાનુસાર કરાવી હતી.

જ્ઞાતિભોજન વખતે જ વરસાદ તૂટી પડ્યો હતો એટલે હિંમતભાઈ-કન્યા પક્ષના પિતરાઈ કાકા-એ પોતાના મોટા ઘરના ત્રણે માળમાં બેસવાની ગોઠવણ કરી આપી હતી. કન્યા પક્ષ તરફથી વડોદરેથી ખાસ પરવળના કોથળેકોથળા, સૂરતથી મીઠાઈ અને મુંબઈથી મેવો મંગાવવામાં આવ્યો હતો. એ વખતનો સુરતનો જાણીતો ફોટોગ્રાફર જમિયતરામ પણ આમંત્રણથી હાજર હતો. જાન ભાવનગરથી આવી હતી સ્પેશ્યલ ટ્રેનમાં અને ગઈ પણ સ્પેશ્યલમાં. સ્વ. વ્યંકટરાવ દીવેટીયા એક ઠેકાણે પોતાની નોંધપોથીમાં નોંધે છે કે,

જાજરમાન બૈરાંઓમાં વરપક્ષ તરફથી અનોપકુંવર અને અખાઈ

એટલે કન્યા પક્ષ તરફથી જીયુબહેન હતાં. બંને બાજરમાન અને આવા તો અનેક પ્રસંગો એ લોકોએ ઉકેલી નાખેલા એટલે વાતચીતમાં પણ બંને એક બીજાથી ગાંજ્યાં જાય તેવાં ન હતાં.

આ સ્થળે લલ્લુભાઇની નવી હવેલીનું સ્થાન તથા વર્ણન આપવું યોગ્ય ગણાશે. આ હવેલી તેમણે તેમનાં સલવતી સાથેનાં લગ્ન થયાં તે પહેલાં દસેક માસ પહેલાં જ બંધાવી હતી. એમનું જૂનું મકાન નાગરપોળમાં હિમજા માતાના મંદિર પાસે આવ્યું હતું. આ જૂના મકાનનાં બારણાં પશ્ચિમ તરફ નાગરપોળમાં પડતાં હતાં ત્યાંથી દક્ષિણ તરફ જઇને ડાબા હાથ તરફ ફરતાં રૂવાપરી રોડ ઉપર જવાય. એ રૂવાપરી રોડ અને દીવાન પરા મળે ત્યાં જમણે હાથે બારટન લાયબ્રેરી. દીવાનપરામાં ડાબે હાથે વળતાં ડાબે હાથે જ ઉત્તર દિશા તરફ જતાં એમની નવી હવેલી છે. એનાં બારણા પૂર્વ દિશાએ એ માર્ગ ઉપર પડે છે.

ત્રણ માળની આ કુશાદે હવેલીમાં દાખલ થવા માટે ડહેલાનો મોટો દરવાજો અને દાખલ થઇએ એટલે ફળિયું જેમાં વચમાં ફુવારો આવેલો છે, એ ફળિયામાંથી મકાનમાં જતાં મોટી ઓશરીઓની વચમાં વિશાળ ચોક. એ ચોકમાં થઇને અંદર જઇએ ત્યાં લલ્લુભાઇનો પોતાનો, તેની પછી સલવતીનો અને તેની પછી તિજોરીના એમ ત્રણ ખંડ છે. તિજોરીના ખંડ પાસેના ખંડમાં સ્ત્રીઓની સુવાવડ વગેરે માટે વ્યવસ્થા રાખવામાં આવી હતી. બધાં કુટુંબજનો ત્રીજા માળની વિશાળ મેડીઓમાં સૂતાં.

સલવતી પરણીને સાસરે આવ્યાં તે વેળા તેમને ત્યાં એક ગાય, ચાર ઘોડા,* બે શગરામ, એક લેંડો અને એક વિક્ટોરિયા એટલા હતાં.

લલ્લુભાઈ રેવન્યુ કમિશ્નર હતા તે વખતની તેમની દિનચર્યા લગભગ આવી હતી:

સવારે પાંચ વાગ્યે ઊઠતા ચાહપાણી પીને વાચન અને કામ માડાકલાક સુધી સાડ઼ે કે જમવાનું અને પછી કલાકેક નિદ્રા તથા આરામ પછી ઓફિસ પાંચ-સાડાપાંચે પાછા આવી બે માઈલ દૂર આવેલ વિઠ્ઠલવાડીએ જતા, જ્યાં સિવિલ્ર્ક, તેમજ ટેનિસ રમવાનું સાડાસાત-આઠ વાગે ઘેર આવવું અને જમીને સાડા નવે સૂઈ જવું તે વખતે લલ્લુભાઈ શોખીન ખાનાર હતા પણ કોઈ વાની પ્રત્યે તેમને ખાસ પક્ષપાત નહોતો સવારે જમવામાં રોટલી, દાળ, ભાત, શાક અને સાથે છાશ તેમજ અથાણાં, અને સાંજે દશમી દૂધ, બે શાક તથા અથાણાં એટલું સામાન્ય રીતે હતું

તેમને તે સમયના વાચનમાં ખાસ તો 'બોમ્બે ગેઝેટ' અને 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'-જે રાતના નવ વાગે, સાંજના મેલની ટપાલમાં આવતાં કાવ્યો, ફીનસૂફી, જીવનકથાઓ, સાહિત્ય, વિજ્ઞાન, ગણિત, મૂળ સંસ્કૃતમાં ઉપનિષદો-જે ગ્રન્થો નરભેરામ જાની સાથે બેસીને વાચતા-વગેરે હતા.

તે વખતમાં જૂનામાં જૂના માણસોમાં બહેચરદાસ અને રેવાશંકર ગિરજાશંકર ત્રિવેદી હતા બહેચરદાસ એમને ત્યાં વર્ષો સુધી મુંબઈમાં પણ હતા અને ૧૯૨૫ના ફેબ્રુઆરીમાં મૃત્યુ પામ્યા હતા રેવાશંકર ત્રિવેદી ભાવનગરના ઘરનો હિસાબ-કિતાબ ઘણાં વરસ લગી રાખતા તે ૧૯૪૮માં ગુજર્યા. લલ્લુભાઈના બે પુત્રો

વૈકુંઠભાઈ (મુંબઈના માજી નાણામંત્રી) અને જ્યોતીન્દ્રભાઈ નાના હતા ત્યારે તેમને રેવાશંકર ભણાવતા પણ ખરા.

સત્યવતી સાસરે આવ્યાં ત્યારથી લલ્લુભાઈ એમની સાથે બેસીને નવલકથાઓ અને કાવ્યો વાંચતા. પણ એ બંને પ્રકારનાં પુસ્તકો અંગ્રેજી સાહિત્યના જ હતાં. ગુજરાતી તો નહિ જેવું જ વાંચવામાં આવતું. વિલ્કિ કોલિન્સની 'ધ વુમન ઇન વ્હાઇટ' તે વખતે એમણે સત્યવતીને વંચાવેલી એમ કહેવામાં આવે છે.

એમના રસોડા ઉપર સૂરતી જમણની અસર ઠીક પ્રમાણમાં જણાતી કારણ કે તે વખતે ભાવનગરમાં સૂરતીઓ ઘણા હતા.

સત્યવતી પરણીને ભાવનગર આવ્યાં, જ્યાં થોડો વખત રહી અલ્પ ગમન માટે વડોદરે પિતાને ત્યાં ગયાં હતાં. તે સમયનું એક સુંદર સંસ્મરણ વ્યંકટભાઈ પોતાની નોંધપોથીમાં લખે છે:

હું (વ્યંકટભાઈ) અને મારી બહેન સત્યવતી બેઠા બેઠા વાતો કરતાં હતાં અને અમારાથી નાનો, દસેક વર્ષનો સતુભાઈ તે સાંભળતો હતો. અમે એવી વાતોએ ચડયા હતા કે ઈશ્વર કેવા હશે? માણસો પણ કેવા કેવા વિચિત્ર મગજના એ ઉત્પન્ન કરે છે? અને ફળફળાદિ પણ અમુક મોસમમાં જ થયા કરે એ પણ કેવી ગહન ઘટના છે' મેં એટલામાં કહ્યું કે ઈશ્વર પોતે તો નિરાકાર નિરંજન છે અને કુદરત દ્વારા એ બધું કરાવતો હશે આ ઉપરથી સતુભાઈએ પ્રશ્ન કર્યો કે "એ 'કુદરત' કેવી હોય અને ક્યાં મળે?" સત્યવતીએ ગંભીર મો રાખીને કહ્યું કે "લો, આ બે પૈસા અને બજારમાં ગાંધીની દુકાને જગો તો ત્યાંથી મળશે" સતુભાઈ એ પ્રમાણે ગયેલા અને નિરાશ થઈને પાછા આવેલા.

લલ્લુભાઈના ઉપર એમની બાલ્યાવસ્થામાં જેમની ખૂબ અસર

હતી તે પ્રભાવશાળી કાકીના વિષે થોડુંક તો આગળના પ્રકરણોમા કહેવાઇ ગયુ છે, પણ અહી તે સમયના નાગર પડોશીઓ પાસેથી સાંભળેલ હકીકત જણાવવાની ઇચ્છા રોકી શકાતી નથી "કાકીના પચ્ચીસ વર્ષની ઉમ્મરે વિધવા થયેલા એટલે એમને સધવા તો જોયેલા કોઇને યાદ જ નથી તે સમયમા નાગર વિધવા સ્ત્રીઓમા પહેરાતા લાલ રગના ડ્રડીયામા જ એ હમેશ જોવામાં આવતા રાતના સાડા નવેકને સુમારે કાકીના લલ્લુભાઇને સાદ જઇને બહારથી બૂમ મારે કે "લલ્લુભાઇ, હુ આવુ છુ, હો!" પરિણામે જો લલ્લુભાઇ અને સત્યવતી હીચકા ઉપર સાથે બેસી વાતો કરતા હોય તો વડીનો આગળ મર્યાદા સચવાય તે રીતે છૂટા છૂટા બેસવાની આ પ્રમાણે તક આપવામા આવતી કાકીના પચોતેર-છોતેરમે વર્ષે ગુજરી ગયેલા "

આ દરમ્યાન, પિતા શામળદાસની તબિયત લથડતી જતી હતી પ્રકરણ ૪ થામા કહ્યા પ્રમાણે એમને 'બ્રાઇટ્સ ડિઝીઝ' લાગુ પડયુ હતું અને સુધારવુ અશક્ય હતુ ધીમે ધીમે તબિયત વધુ અને વધુ નરમ થતી ગઇ અને તા ૨૫-૮-૧૮૮૪ને દિવસે શામળદાસ મૃત્યુ પામ્યા

## પ્રકરણ પંદરમું

૨૫-૯-૧૮૮૪ને દિને દીવાન શામળદાસ મૃત્યુ પામ્યા અને ૨-૯-૧૮૮૪ને દિને તેમના મોટા પુત્ર વિઠ્ઠલદાસને મહારાજા તખ્તસિંહજીએ દીવાનપદું આપ્યું લલ્લુભાઈ રેવન્યુ કમિશનર નિમાયા આ પ્રમાણે બંને ભાઈઓ ઊંચી પદવી પર હતા સો લગભગ પંદર વર્ષ સુધી રહીને દુષ્કાળનિવારણ, રેવન્યુ એસેસમેંટ, રેલ્વે મેનેજમેંટ અને શામળદાસ કૉલેજ વગેરે અનેક નાના મોટા પ્રશ્નોના નિકાલ કરતા એ બે ભાઈઓએ અદ્દભુત સહકાર સાધ્યો હતો. એટલા લાંબા ગાળામાં એમની વચ્ચે એક ક્ષિમ પણ મત ઊંચા થયાં ન હતા તેમ જ રાજ્ય પ્રત્યેની તેમની વફાદારીમાં જરા જેટલી પણ ઊણપ નહોતી આવી.

શામળદાસનું સ્મરણ તાજુ રાખવા માટે કશુંક કરવાની મહારાજાની તીવ્રેચ્છા હતી એમને તો એક મોટી માધ્યમિક શિક્ષણની શાળા કાઢવી હતી પણ જુવાન લલ્લુભાઈએ જુવાનીને સહજ સાહસવૃત્તિથી આર્ટ્સ કૉલેજ કાઢવાની યોજના સૂચવી મહારાજાને તે પસંદ પડી અને લલ્લુભાઈને એ યોજનાને વ્યવહારુ રૂપ આપવાનું કહેવામાં આવ્યું. લલ્લુભાઈએ ભાવનગરની હાઈસ્કૂલના હેડ-માસ્તર મિ ઊનવાળાની અને પોતાના મુંબઈના ખાસ મિત્ર મહાદેવ ગોખલેની મદદ લીધી મહાદેવ ગોખલે તે વેળા તરતના

જ એમ. એ. માં પાસ થયા હતા અને એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સીપાલ વર્ડ્ઝવર્થના માનીતા શિષ્ય હતા. લલ્લુભાઈએ તેમને લખીને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થની સલાહ પ્રમાણે આ યોજના તૈયાર કરવાનું કહ્યું. ગોખલેએ ખૂબ ઉત્સાહથી કામ શરૂ કર્યું અને વર્ડ્ઝવર્થની એમને સારી મદદ મળી. ગોખલે અને વર્ડ્ઝવર્થ આ પ્રમાણે આ યોજના તૈયાર કરવામાં ન હોત તો કદાચ એ કૉલેજ અસ્તિત્વમાં આવત જ નહિ એવી લલ્લુભાઈની માન્યતા હતી, કારણ કે આરંભથી જ એના માર્ગમાં વિઘ્ન આવ્યું. મુંબઈ સરકારની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના એક સભ્ય મિ. જેમ્સ બ્રેથવેઈટ પીલે મહારાજા તખ્તસિંહજીને કહેવડાવ્યું કે ભાવનગરમાં કૉલેજ સ્થાપવાનો વિચાર બંધ રાખવો અને એને બદલે અમદાવાદની ગુજરાત કૉલેજ માટે એક ભવ્ય મકાન બંધાવી તેને શામળદાસનું નામ આપવું. મહારાજા તેમ જ સ્વ. શામળદાસ બન્નેનો બ્રેથવેઈટ મારો મિત્ર હતો એટલે તેની આવી વર્તણૂકથી મહારાજાને બહુ નવાઈ લાગી.

મહારાજા તેમ જ વિઠ્ઠલદાસને આવા મોટા સરકારી અમલદારને માઠું લગાડવાનું યોગ્ય લાગ્યું નહિ પણ સાથે સાથે એ બન્નેને ખાતરી હતી કે ભાવનગરમાં કૉલેજ હોય તો તે રાજ્યની પ્રજાને તો શું પણ આખા કાઠિયાવાડની પ્રજાને જેટલો લાભ મળે તેટલો લાભ અમદાવાદમાં કૉલેજ હોય તો ન જ મળે. આથી એમની સૂચનાથી લલ્લુભાઈએ મહાદેવ ગોખલેને લખ્યું કે આ પ્રશ્ન મસલે જરૂર પડે તો પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થ યુનિવર્સિટીના ચાન્સેલર નામદાર ગવર્નરને પણ મળવું. સર જેમ્સ બ્રેથવેઈટ પીલને વિનતી પત્ર લખવામાં આવ્યો જેમાં જણાવવામાં

આવ્યું કે કાઠિયાવાડની પ્રજાને ભાવનગરમાં કૉલેજ થવાથી બહુ મ્હારો લાભ થવાનો સંભવ છે; અને એટલા માટે જ્યારે પણ પ્રશ્ન એમની પાસે નિકાલ માટે આવે ત્યારે એમણે ઝામા થવું નહિ. એને પરિણામે પીલ્સાહેબે પોતાનો વિરોધ પાછો ખેંચી લીધો.

આ પત્યું એટલે નવી મુશ્કેલી ઊભી થઈ. મિડિકેટે એવો મત દર્શાવ્યો કે રાજ્યે કૉલેજના નિભાવાર્થે કેવાં પગલાં લીધાં છે તે પહેલાં જણાવવું જોઇએ તો જ એની સ્થાપનાની મંજૂરી મળી શકે એથી એક ડેપ્યુટેશન મુંબઇ મોકલવામા આવ્યું તેના ગોરેવાનને મહાદેવ ગોખલેએ મારી મદદ આપી અને તેને વર્ડ્‌ઝવર્થ સાથે પણ મેળવી આપ્યો સિડિકેટને આખી યોજના સમજાવવામાં આવી અને આખરે યુનિવર્સિટીએ પાચ વર્ષ પ્રીવીઅસની (હાલનુ 'ફર્સ્ટ ઇયર') પરીક્ષા સુધીના અભ્યાસક્રમ માટે બહાલી આપી.

આ બધી વાટાઘાટ ચાલતી હતી તે અરસામાં લલ્લુભાઇ એ કૉલેજ માટે મારા પ્રોફેસરો મેળવવામા ગૂથાઇ ગયા હતા, ગોખલેએ લલ્લુભાઇને એક પત્ર દ્વારા વર્ડ્‌ઝવર્થનો અભિપ્રાય જણાવ્યો કે અગ્રેજી સાહિત્ય અને ઇતિહાસના પ્રોફેસરને જ પ્રિન્સિપાલ તરીકે મૂકવો જોઇએ અને તે પણ અગ્રેજ હોવો જોઇએ એ સમયમા, જે કૉલેજ ટૂક મુદતમાં બી એ ની ડીગ્રી સુધી વિદ્યાર્થીઓને તૈયાર કરનાર હતી, તે કૉલેજના વડા તરીકે કોઇ હિન્દીને નીમવાનો વિચાર તો અશક્ય જ હતો. દીવાન વિઠ્ઠલદાસે એ ઉપરથી ભાવનગર રાજ્યના ઈંગ્લંડમાના

એજ ૮ મિ મંચેરશા એમ ભાવનગરીને પત્ર લખીને સૂચવ્યું કે એમણે ત્યાંના થોડા શિક્ષણશાસ્ત્રીઓનો મત લઈ જાહેર ખબર આપવી અને ઉમેદવારોમાંથી લાયક આદમીને ચૂંટવા એક નાની સીલેક્ટ કમિટી નીમવી. માસિક પગારનો દર ૫૦૦+૫૦=૬૫૦ રાખવામાં આવ્યો હતો. બે મહિનામાં ભાવનગરીનો જવાબ આવી ગયો કે આર એચ ગનિયનની નિમણૂક કરવામાં આવી છે. ઊનવાળાની સલાહ લેતાં એમણે ફિઝિક્સના પ્રોફેસર તરીકે અને જ્યારે કોલેજમાં ઈન્ટર અને બી એ ના વર્ગો શરૂ થાય ત્યારે અંગ્રેજીના મદદનીશ તરીકે રહેવાનું કબૂલ્યું અને પરિણામે એવો નિર્ણય કરવામાં આવ્યો કે ઊનવાળાએ હાલ તુરત ફિઝિક્સના પ્રોફેસર તરીકે કામ કરવું પણ સાથે સાથે હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે પણ ચાલુ રહેવું. ગણિતના પ્રોફેસરની જગ્યા માટે લલ્લુભાઈએ ફરદુનજી એચ દસ્તુરને (પાછળથી મુંબઈ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર અને લલ્લુભાઈના પરમ મિત્ર*) પુછાવી જોયું અને એમની હા આવી ગઈ. સંસ્કૃતના પ્રોફેસર તરીકે મણિલાલ દ્વિવેદી અને ઇતિહાસના પ્રોફેસર તરીકે મિ બરજોરજી એન્જીની નિમણૂક થઈ. શામળદાસ દીવાનના મૃત્યુ પછી માત્ર ચાર માસમાં કોલેજ શરૂ થઈ તે મહારાજા તેમ જ લલ્લુભાઈનો એ દિશામાં ઉત્સાહ બતાવી આપે છે. એક કામચલાઉ મકાનમાં એ કોલેજ શરૂ કરવામાં આવી હતી અને કાયમી મકાનનો

---

*પોતાના જીવન પર જેમનો સૌથી વિશેષ પ્રભાવ પડ્યો હતો તેમાં સ્વ. સર લલ્લુભાઈ, આ એફ. એચ. દસ્તુર ઉપરાંત ભારતસેવક ગો. કૃ. ગોખલે તથા બાલેરજી પ. દશાઈને ગણાવતા આ ઉમદા ગૃહસ્થની સૂચનાથી, અમારી જાણ પ્રમાણે, બ્રાઉનિંગનું કાવ્ય Saul સ્વ. સૌ. સુમતિબહેને (સર લ.ના પુત્રી) ગુજરાતીમાં દિવ્ય ભૂપાલ બાલ નામથી ઉતાર્યું. નરસિંહરાવે એને બનતું અધિક વિજયી પ્રયાસ કર્યો છે

પાયો નાખવાનું મુહૂર્ત ૨૫-૧૨-૧૮૮૫ ને દિને કરવામાં આવ્યું હતું.

કૉલેજની સ્થાપનામાં લલ્લુભાઈએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો એટલે કૉલેજના કામકાજ માટે એક બોર્ડ સ્થાપવામાં આવી તેના પહેલા મંત્રી તરીકે લલ્લુભાઈને નીમવામાં આવ્યા. તે ત્રણે વરસ દરમ્યાન લલ્લુભાઈ દસ્તુરજીના ગાઢ સંપર્કમાં આવ્યા અને તે વખતથી જે મૈત્રી થઈ તે દસ્તુરજીના મૃત્યુ સુધી એવી ને એવી રહી હતી.

કૉલેજ માટેનું કામચલાઉ મકાન જેમાં હમણાં કન્યાશાળા છે અને તે વખતે ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલ હતી તે પસંદ કરવામાં આવ્યું હતું. કૉલેજ શરુ થઈ ત્યારથી તેમાં જે પહેલા વિદ્યાર્થીઓ દાખલ થયા હતા તેમાં દી બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, વરજદાસ બારૈયા, જ્યોતીન્દ્ર દવેના પિતા હરિહરશંકર દવે, જહાંગીર સોરાબજી ગંભીર, કેખુશરો એન્ટી, રા. બ. ચન્દ્રવિદ્યાનન્દ પંડ્યા, કૃષ્ણાનંદ દવે, છબિલાનંદ મહાનંદ પંડ્યા વગેરે હતા. આ વિષેની કેટલીક રસપ્રદ માહિતી દી. બ. કૃષ્ણલાલે 'માનસી'ના જુન, ૧૯૪૪ના અંકમાં આપી છે.

## પ્રકરણ સોળમું

નાની વયના સત્યવતીએ ભાવનગર આવીને અલ્પ સમયમાં જ પોતાની પ્રતિભાવડે સાસરિયાંનાં નાનાં મોટાંનું દિલ જીતી લીધું હતું. ભાવનગરમાં કનૈયાલાલ મામા હતા તેમના ઘરને એમણે ભાવનગર પૂરતું પિયર માની લીધેલું અને એમને ત્યાં એ વારંવાર જાવ આવ કરતાં હતાં. ઘરમાં એમણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો અને લલ્લુભાઇ એમની સાથે ઘણીવાર અંગ્રેજી પુસ્તકોનું વાચન કરતા. આ વેળા નારાયણ હેમચંદ્ર પણ ત્યાં ઘણીવાર જતા અને પોતે રચેલ પુસ્તકો સત્યવતીને આપી જતા. ભત્રીજા, નણંદ, ભાણેજો વગેરે સાથેનો એમનો સંબંધ બહુ મીઠો હતો અને અનેક વેળા આ બધાં એમને ત્યાં હોંશે હોંશે જમવા હાજર થતાં. વિઠ્ઠલરાયના પુત્ર ભૂપતરાય અને તેમના પત્ની દીવાળીબા તો ત્યાંનાં લગભગ રોજના મહેમાન. સત્યવતીનો કંઠ સારો એટલે તે ગાતાં ત્યારે ઘણીવાર ભૂપતરાય ફિડલ વગાડતા. ભાવનગરમાં નાટક કંપનીઓ જતી ત્યારે સત્યવતી નાટકો જોવા જતા અને મોરબી આર્યસુબોધ નાટક મંડળી (વાઘજી અને મૂળજીભાઇની) ત્યાં જતી ત્યારે તો ત્યાંના એક્ટરો લલ્લુભાઇને ઘેર જઇને નાટકોના ગાયનો ગાતા. સત્યવતીના ભાણેજ વ્હોરાભાઇ હારમોનિયમ સારૂં વગાડતા તેમની પાસે એ અનેક ચીજ શીખતા.



લલ્લુભાઈ સામળદાસ — ભુપતરાય વિઠ્ઠલદાસ — સૌ. સત્યવતી

(૧૮૯૮)

કનૈયાલાલ મામાના એક બહેન ચંકબહેન ૧૮૮૩માં ગોપાલરાવ આણંદરાવ દીવેટિયાના મોટા પુત્ર ગુણવતરાય જોડે પરણેલાં અને માત્ર અઢી વર્ષ સૌભાગ્ય ભોગવી ૧૮૮૬માં તો વિધવા થયેલાં. ચકબહેનને સત્યવતી પોતાની બહેન જેવી જ ગણતાં એથી તેમને આ પ્રસંગથી ખૂબ આઘાત થયેલો. એ પ્રસંગ બન્યા પછી અમુક પ્રકારનાં લુગડાં નહિ પહેરવાં અને અમુક વસ્તુ નહિ ખાવી એવી પ્રતિજ્ઞા સત્યવતીએ લીધેલી તે તેમણે મરણપર્યંત જાળવેલી.

આ વેળા લલ્લુભાઇની દિનચર્યા લગભગ આ પ્રમાણે હતીઃ— સવારના લલ્લુભાઇ બહુજ વહેલા ઉઠતા એ વાત તો અગાઉ જણાવી દેવામાં આવી છે. મુંબઇ ટાઇમ પાંચ-સાડા પાંચે તો દરબારી દવાખાનાના આસિસ્ટંટ દાક્તર નારણદાસ સૌની તબિયતના સમાચાર પૂછવા નિયમિત આવી જતા. તે જ સમયે ધર્મશાસ્ત્રમાં નિપુણ નરભેરામ જાની લલ્લુભાઇને ત્યાં વહેલા આવીને થોડીક શાસ્ત્રની પર્યેષણા કરી જતા અને બપોર પછી વિઠ્ઠલદાસ દિવાનને ત્યાં જતા. સ્વ. જ્યુબિલી (જન્મ-૧૮૮૭ : મૃત્યુ-૧૯૦૪) સ્વ. સુમતિ (જન્મ-૧૮૮૯ : મૃત્યુ-૧૯૧૧) શ્રી વૈકુંઠભાઇ (જન્મ-૧૮૯૧) અને શ્રી ખંડુભાઈ (જન્મ ૧૮૯૨) ને પ્રાથમિક શિક્ષણ આપનાર માસ્તર રેવાશંકર પણ સવારે જ આવતા. આ બધા ગૃહસ્થો સવારે ચાહ વખતે લલ્લુભાઈને ત્યાં હોય જ. ત્યારબાદ પોણો કલાક આગલે દિવસે ઑફિસનાં કાગળિયાં આવ્યાં હોય તેનું વાચન અને જેના ઉપર સહી કરવાની હોય તેનો ઉપર સહી કરી દેવામાં આવતી.

સવારના દશથી અગિયાર વડીલબંધુ વિઠ્ઠલદાસ દિવાનને ત્યાં લલ્લુભાઈ જતા. બાર વાગે ઑફિસ-દોઢેક-એ કલાક કામ કરી પાએક

કલાક આગમખુરશીમાં વામકુક્ષિ કરી લેતા. ચાર વાગ્યે ઓફિસમાંથી નીકળી ઘેર જતા. તેમની કામ કરવાની પદ્ધતિ એવી હતી કે શિરસ્તેદાર અને કારકૂન ઉપર કામની પતાવટનો આધાર નહિ રાખતા પોતેજ બધા તુમારો વાચીને ખુલાસો કરી દેતા.

તેમના હાથ નીચેનાં માણસો પ્રત્યેનો તેમનો દયાભાવ, મમભાવ અને ઔદાર્ય બહુ જાણીતા હતાં. તેમાના એક ઘરના નોકર હમીરજી મરી જતા તેની વિધવાને તેમણે પેનશન બાંધી આપેલું જે એ વિધવા જીવી ત્યાં સુધી તેણે લીધેલુ દેશી રાજ્યોમાં અમલદારો બહુધા તુંડમિજાજી ઘણા અને લગભગ બધાને તુંકારાથીજ બોલાવે ત્યારે લલ્લુભાઇ તો નાનામા નાના નોકરને પણ બહુમાન આપીને જ બોલાવતા. એમની વાત કરવાની ટેવ પણ આજ નિયમાનુસાર બધાયેલી આ લેખકે એ પ્રમાણે એમને વાત કરતાં અનેક વેળા સાંભળેલા એઓ કહે "જુઓને ધનસુખલાલ, હું પરી પેના ભાઇને મળવા ગયેલો ત્યા એમણે કહેલું કે તુ આવી સારી તબિયત શ.થી જાળવી શકયો છે તેની અમને તો સમજણજ પડતી નથી!" આ પ્રમાણે વાત કરવામાં પણ પોતાને માટે એક વચન અને બીજાને માટે બહુવચનનો જ ઉપયોગ કરતા

સાંજના લલ્લુભાઈ ઘણીખરી વાર મહારાજા જોડે પણ ફરવા જતા. ગાલના વાળુ પછી સસરની જોડે અંગ્રેજી પુસ્તકોનું વાચન અને પછી સાડા નવ-દસેક વાગ્યે સૂઇ જતા.

એમના સમાગમમાં આવનાર અનેકાનેક વ્યકિતઓને પુછવાથી

એટલું જણાય છે કે લલ્લુભાઇમાં મોટાં માટે માન, પવિત્રતા, દયા, શ્રદ્ધા, વાત્સલ્ય અને ઉદારતા ઘણા પ્રમાણમાં હતાં. પ્રાર્થનામાળામાં નરસિંહરાવે લખેલ નીચે જણાવેલ ૭ લીટી એમને અતિ પ્રિય હતીઃ—

> મુખપાન થકી નવ મત્ત થઉં,
> દુઃખમાં તુજને નવ દોષ દઉં,
> રિપુને પણ ધારી ઉદારપણું,
> દઉં શાંતિ, નહિ અપકાર ગણું,
> તુજ પાઠ તણો પ્રભુ એહ રીતે,
> બદલો દઉં—એટલું માગું પ્રીતે.

૧૮૮૫માં જુન-જુલાઇમાં સત્સવતીને અમદાવાદમાં પુત્રીનો જન્મ થયો પણ અલ્પ સમયમાં તે પુત્રી ગુજરી ગઇ. સત્સવતીને સખત તાવ આવતો હતો એ સમાચાર સાંભળી લલ્લુભાઇ ડૉ. બરજોરજી અને ડૉ. શિવનાથને લઇને અમદાવાદ ગયા. સાથે વિશ્વાસુ મિત્ર બહેચરદાસ પણ હતા. ૧૮૮૭માં સત્સવતીએ વડોદરામાં એક પુત્રીને જન્મ આપ્યો. આ વેળા વિક્ટોરિયાની જ્યુબિલિનો પ્રસંગ હતો અને ગામમાં રોશની થઇ હતી તેમજ આતશબાજી છુટતાં હતાં એટલે જો કે પુત્રીનું નામ શ્રીમતી રાખ્યું હતું જ્યાં એને સૌ કોઇ જ્યુબિલિ કહીનેજ બોલાવતાં હતાં.

૧૮૮૯માં એમને ત્યાં અમદાવાદમાં સુમતિનો જન્મ થયો. ૧૮૯૧માં વૈકુંઠભાઇનો જન્મ, ૧૮૯૨ માં ખંડુભાઇનો અને અને ૧૯૦૦માં ગગનવિહારીનો જન્મ થયો હતો.

આ બધાં સંતાનોમાં બને પુત્રી સુખ નહિ પામી શકી એનું દુઃખ માતાપિતાને ઘણું હતું સુમતિએ માત્ર એકત્રીસ વર્ષની વયે દેહ છોડયો તે દરમ્યાન ચાલુ દમની ભયંકર માંદગીમાં પણ સાહિત્ય સર્જન ખૂબ કર્યું—કાવ્યો તેમજ નવલકથાના પ્રદેશમાં એમણે બહુ આશાસ્પદ કાર્ય કર્યું હતું. ૫૮ કાવ્યોનો એમના 'હૃદય ઝરણું' નામે સંગ્રહમાં ૨૨ પાનાનો પુરસ્કરણ લેખ નરસિંહરાવે લખ્યો છે. એમની ચાર નાની નવલોનો સંગ્રહ 'કેટલીક નવલકથાઓ' નામે છેક ૧૯૨૨માં પ્રસિદ્ધ થયો હતો. ગુજરાતી સાહિત્યમાં પ્રથમ સ્ત્રી નવલકથાકાર તરીકે, સ્વ. શ્રી સુમતિબહેનને ગણાવી શકાય કે નહિ એ પ્રશ્નનો નિર્ણય કરવાનું કાર્ય સાહિત્યવિવેચકોને સોંપી દેવાનું યોગ્ય લાગે છે.

લલ્લુભાઈને બાળકો પ્રત્યે ખૂબ પ્રેમ હતો. ભાવનગરની નોકરી દરમ્યાન એઓ ડિસ્ટ્રિક્ટમાં જતા અથવા તો હવાફેર જતા ત્યાં પણ અનેક નાના કિશોરો અને કિશોરીઓ સાથે હોય જ. ઢસા, ઉમરાળા, કોળિયાક, હાથબ, ગોઘા વગેરે સ્થળોએ તેઓ ગયેલા ત્યાં વીરમીત્ર દીવેટીયા, વસંતકુમારી, મુક્તા, (ભાણેજ) કુસુમબહેન, શારદાબહેન, ગટુલાલ વગેરે ગયેલાં અને એ સર્વને લલ્લુભાઈના સ્નેહનો ખૂબ પરિચય થયેલો.

આગળ કહેવાઈ ગયું છે તે પ્રમાણે સમરતની પ્રથમ સુવાવડ વખતે તે બહુ માંદા થઈ ગયાં હતાં અને લલ્લુભાઈ ડોક્ટરને લઈને ભાવનગરથી અમદાવાદ ગયેલા. ત્યાં લલ્લુભાઈ જાતે તેમની ચાકરી કરતા. એ પ્રસંગે તે જમાનામાં ખૂબ ચર્ચા જગાડેલી. આ વેળા ગટુલાલ ગોપીલાલ ધ્રુ એમના પરિચયમાં

પહેલવહેલા આવેલા તેમના એક પત્ર ઉપરથી જણાય છે કે "ભાવનગરમા લલ્લુકાકા રેવન્યુ કમિશનર હતા ત્યારે હું ડિસ્ટ્રી-ક્ટમા એમની સાથે ઘણી વાર ફરેલો ખેડુતો, ગામના લોકો વગેરે સાથે એઓ ખૂબ ભળતા અને સહાનુભૂતિથી વર્તતા અમલદારીનો તોર કે વર્તાવનો છાંટો પણ એમનામા જોવામા નહોતો આ વેળા સરસ્વતીચદ્રમા આવતા અમલદાર અને અમલદારની પત્ની તરીકે-બુદ્ધિધન અને સૌભાગ્યદેવી તરીકે ગોવર્ધનરામે લલ્લુકાકા અને સત્યવતીને જ આલેખેલ

"લલ્લુકાકાનું વાચન વિશાળ હતુ પણ તેમા ગુજરાતીનુ પ્રમાણ ઓછુ અને અગ્રેજીનુ ઘણુ એમને ગણિતના વિષયનો શોખ જબરો અને તેમા તેમનું નૈપૂણ્ય પણ ઘણુ ભાસ્કરરાવ, ઘનશ્યામલાલ અને વિજયરાય ધ્રુવ છઠ્ઠા ધોરણમા હતા ત્યારે એમને ગણિત શીખવવાનુ એમણે માથે લીધેલુ તેમા સૌથી વધારે એ શિક્ષણ ઝીલનાર તે વિજયરાય ધ્રુવ વિજયરાય મેટ્રિકમા ગણિતમા પહેલા આવ્યા હતા વિજયરાયને ખગોળનો શોખ લગાડનાર પણ લલ્લુભાઇ જ ગુજરાતમા ખગોળના અભ્યાસીઓમા વિજયરાય પ્રથમ પક્તિના હતા એ જણાવવાની જરૂર નથી

"લલ્લુકાકામા મોટાભાઇ પ્રત્યે અત્યત પ્રેમ અને આદર હતાં, છ ઉપરાત માનવૃત્તિ અને આજ્ઞાકિતપણું હતા પોતાના છોકરાને એમના દેખતા બોલાવાય પણ નહિ, તેડેલા હોય તો પણ મોટાભાઇ આવે તો નીચે ઉતારી મૂકે એટલી હદ સુધી લલ્લુકાકા મોટાભાઇનુ માન સાચવતા આને જ પરિણામે એમની બન્ને પુત્રીઓના વિવાહ એમણે સત્યવતીની અનુમતિ પણ લીધા

વિના કરી દીધેલા આ પગનું તેમને–તેમના વહાલસોયા દેવાને મરણ પર્યંત સાલેલું

"લલ્લુકાકાને જીવનમાં એક પ્રકારની Zest હતી અને લઈને જ તેઓ નાના છોકરા, જુવાનવર્ગ તેમજ મોટી વયના માણસો જોડે સરખી રીતે અને સરખા ઉત્સાહથી ભળી શકતા, રમી શકતા પોતાના સગાંઓ ઉપરાંત, મિત્રો તેમજ ઓળખીતાઓના સંતાનોની પરીક્ષાના પરિણામ તથા માર્ક પણ તેમને યાદ રહેતા

'સત્યવતીની છેલ્લી માંદગી વખતે એમના અત્યંત કોમળ સ્વભાવની મને પ્રતીતિ થઈ સત્યવતીના મૃત્યુ પહેલાંની અંતિમ ક્ષણો વખતે અને ત્યાર પછી એમણે બતાવેલી ધીરજ અને શાંતિ સર્વને એમને માટે અતિ આદર ઉપજાવે તેવા હતા સત્યવતીના મૃત્યુ સમયે સુમતીનું કલ્પાંત આજુબાજુના સર્વ માટે અસહ્ય થઈ પડ્યું હતું તે સમયે પણ લલ્લુભાઈએ અનુકરણીય શાંતિ અને ધૈર્ય બતાવ્યાં હતાં, અને તે પછીના જીવનમાં સંતાનોને માતાની ખોટ એમણે જણાવા દીધી નથી"

ભાવનગરના આજ સમયના કેટલાક સંસ્મરણો એમના ભત્રીજા ભાસ્કરરાવ આપે છે તે પણ જાણવા જેવા છે —

"૧૮૯૭માં હું તેર વર્ષની વયે અંગ્રેજી ચોથા ધોરણમાં આવ્યો ત્યારથી તે મેટ્રિક સુધી–૧૯૦૦ સુધી લલ્લુકાકાએ મને એરીથમેટીક, એલજીબ્રા, જ્યોમેટ્રી, મીકેનિક્સ, એસ્ટ્રોનોમી અને કેમીસ્ટ્રીના વિષયો શીખવેલા મારું જ્ઞાન ગણિતમાં ઓછું હતું

અને તે વિષય પ્રત્યે કાંઇક અરુચિ પણ હતી છતા લલ્લુકાકાનુ શિક્ષણ એવુ કે મને મેટ્રિકમા ૫૯% માર્ક મળ્યા !

"વડીલને શિક્ષણ આપવાની તમન્ના પણ એવી કે એક વેળા હુ જ્યારે ચોથા ધોરણમા હતો ત્યારે પિતાશ્રી બહારગામથી ભાવનગર આવનાર હતા અમે સ્ટેશને તેડવા ગયા પણ ટ્રેન બે કલાક મોડી હતી એટલે ઘેર આવીને તે સમયમા તેમણે મેકોલેની 'હોરશિયસ'ની કવિતા એવી સરસ રીતે શીખવી કે તેની થોડી લીટી મને હજી પણ યાદ છે

"એમની સાદાઇનો એક પ્રસગ વિજળીની બત્તી તે વખતે હતી નહિ એટલે અમે દિવાલગીરી-મીણબત્તી વાપરતા સામાન્ય રીતે હુ દિવાલગીરી લેતો અને ઉપર રૂમમા અમે બને જતા એકવાર એમણે દિવાલગીરી ઉપાડેલી અને અમે ઉપર જતા હતા તે વખતે એક યુવાન ત્યા હાજર હતા એમનાથી આ દૃશ્ય સાખી શકાયુ નહિ અને મોટા માણસ આમ હાથે કામ નહિ કરે એવા ઉદ્ગાર કાઢ્યા લલ્લુકાકાએ મીઠાશથી પણ સ્પષ્ટતાથી એ યુવાનની આવી વલણને વખોડી કાઢી અને કહ્યું કે કાઇપણ 'મેન્યુઅલ' કામ કરવાથી માણસ હલકુ થઇ જતુ નથી

"મને પોતાને પણ હાથે કામ કરતાં આવડતું નહોતુ અને કાચ ગમતું પણ નહિ મુસાફરીમા મારી સાથે હમેશ એક માણસ રહેતો લલ્લુકાકાએ મને હાથે કામ કરવાની શિખામણ આપી એટલુ જ નહિ પણ બિસ્તરો કેવી રીતે બાધવો-છોડવો તે પણ શીખવ્યુ

"વિદ્યાદાનનો ઉપદેશ મને તે હમેશ આપતા મારી જોડે એક ગરીબ સ્થિતિનો વિદ્યાર્થી હતો તેણે સ્કોલરશિપની માગણી કરતા પોતે તે રકમ આપેલી પણ મારા નામથી અપાવેલી કે જેથી મને મોટો થતા એવું વિદ્યાદાન કરવાની વૃત્તિ થાય.

"હરબર્ટ ગી સ્પેડના રીગ્નુ ઓફ રીયુઝના પોતે બહુ પ્રશંસક હતા અને હરબર્ટ ઈ ગ્લેડસ્ટનના ભક્ત હતા પાર્નેલના જીવન પ્રસંગને ઉદ્દેશીને એ વારંવાર જાહેર જીવનમાં નીતિનું સ્થાન કેટલું ઊંચું હોવું જોઈએ તે કહેતા

"સવારે વહેલા ઊઠવું હોય તો એલાર્મની મદદ વગર પોતે ઊઠતા એટલું જ નહિ પણ મને પણ એમણે કહેલું કે રાતે સૂતી વખતે બે ત્રણ વાર આપણે પોતાની જાતને જ એમ કહેવું કે "બાબુ, મને સવારે અમુક વાગે ઉઠાડજે" તો પછી એમ ઉઠાશે યાદદાસ્ત સુધારવા એ એવું સૂચન કરતા કે રાતે સવારથી આજ સુધી આપણે શું શું કામ કર્યું, શું જમ્યા, ક્યાં ગયા, કોને કોને મળ્યા વગેરેનું ધ્યાન કરી જવું

"હું નાનો હતો ત્યારે કસરત કરાવવા સાથે ચાલતો ફરવા લઈ જતા તખ્તેશ્વર હિલ ઉપર જઈને સૂર્યોદય દેખાડતા એક વખત સૂર્યોદય જોતા મેં કહેલું કે न चव्यन्तं सूर्यं ईक्षत, ત્યારે લલ્લુભાઈ નાખુશ થઈ ગયેલા અને તેમણે કહેલું કે કુદરતી દશ્યની પ્રશંસા કરવામાં ધર્મશાસ્ત્રનું વાક્ય કહેવું એ મૂર્ખાઈ છે



## પ્રકરણ સત્તરમું

મોટાભાઈ વિઠ્ઠલદાસ દીવાન અને પોતે લલ્લુભાઈ રેવન્યુ કમિશનર એમ બંને ભાઈ ભાવનગરની ત્રણ ત્રણ પેઢીથી શુભનિષ્ઠાથી સેવા કરતા હતા અને રાજા તથા પ્રજા ઉભયને લાભ થાય તેવી રીતે કાર્ય કરતા હતા. બંને ભાઇઓ વચ્ચેનો સ્નેહ તેમજ સંપ અજબ હતો. મહારાજા તખ્તસિંહજીની પણ બંને ઉપર સંપૂર્ણ કૃપાદૃષ્ટિ હતી અને બંને ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો.

લલ્લુભાઈનો સંસાર પણ સારી રીતે, સુખદ રીતે ચાલતો હતો. ૧૮૯૨ સુધીમાં તેમને ત્યાં બે પુત્રી જસુબિહિ તથા સુમતિ અને બે પુત્ર વૈકુંઠભાઈ (બટુકભાઈ) અને જ્યોતીન્દ્ર (ખંડુભાઈ)નો જન્મ થઈ ચૂક્યો હતો. છોકરાંઓની સંભાળ રાખવા જમાલ નામનો મુસલમાન છોકરો તથા હબીબ નામે આરબ હતો. લલ્લુભાઈના પોતાના નોકરોમાં હમીરજી અને હનુજી મુખ્ય હતા. ઘરમાં ગુમાસ્તાનું નામ પણ લલ્લુભાઈ હતું. એટલે તેને ખાસ જીવણભાઈ કહીને ઘરમાં બધાં બોલાવતાં હતાં.

તે સમયમાં લલ્લુભાઈ તથા મસાવની બંને પાઠપુજા કરતાં એટલે ઘ હણોની અવરજવર ખૂબ રહેતી, અને તેમને દક્ષિણા પણ

આરા પ્રમાણમા અપાતી ગજવાઈની રીત પ્રમાણે ભઈ તથા બાને મળવા ઑફિસના માણસો તેમજ બીજા આશ્રિતો તેમજ મિત્રો સારી સખ્યામા આવતા મહેમાનોનો જમેનો પણ જામેલોજ રહેતો પત્તા અને બિલિયર્ડનો લલ્લુભાઈને શોખ હોવાથી સાંજે પણ ખૂબ મિત્રો આવતા અને નાસ્તાપાણીની રમઝટ જામતી સરસ્વતી તે સમયે હજી નાના કહેવાય તેવડી ઉમરના હતા છતા આ રીતનો ઘરનો કારભાર પણ બહુ સફલતાપૂર્વક ચલાવીને તેમણે બધાનો પ્રેમ જીતી લીધો હતો

વચમા વચમા સામાજિક ઉપાધિઓ—નાની મોટી આવ્યે જતી હતી તેમા પણ સરસ્વતી પોતાના શાત, મિલનસાર અને ડહા-પણભર્યા માનસથી સારો ભાગ ભજવી જતા હતા ૧૮૮૬મા દાદા ભોળાનાથ અમદાવાદમા ગુજરી ગયા ત્યારે સરસ્વતી ત્યા જઈ આવ્યા દાદાના તેઓ બહુ પ્રિયપાત્રી હતા તેથી એમના મૃત્યુથી સરસ્વતીને ઘણું દુખ થયુ

૧૮૮૯ની ૨૧મી જાન્યુઆરીએ વ્યંકટભાઈનું લગ્ન થયુ તેના એક બે દિવસ આગળ પાછળ રમણભાઈ અને વિદ્યાબહેનના પણ લગ્ન થયાં હતા સરસ્વતી તે વેળા હાજર હતાં માત્ર ત્રણ માસ પછી વ્યંકટભાઈના પત્ની જયા સખત દાઝી જવાથી ભૂજમા મૃત્યુ પામ્યા વ્યંકટભાઈ તે વેળા ૨૦–૨૧ વર્ષના હતા અને તેમને આથી સખત આઘાત પહોચ્યો હતો અને સાધુ થઈને ચાલ્યા જવાનો વિચાર પણ કર્યા કરતા હતા આ સમયે પણ સરસ્વતીએ તેમને આશ્વાસન આપી શાંત કર્યા હતા

ગરમીની મોસમમા લલ્લુભાઈનું કુટુબ લોનોલી, ખંડાળા, માથે-

રાન, મહાગનેશ્વર વગેરે સ્થળોએ જતું અને વચમા અમદાવાદ ઉતરતું ૧૮૯૧મા સુરત ખાતે વ્યંકટભાઈના બીજીવારના લગ્ન નંદસુખ-લાલ-નિર્મળગૌરી (બચીબહેન)ની પુત્રી હરવદન જોડે થયા તે વેળા લલ્લુભાઈનું આખુ કુટુંબ લાનોલીથી બારોબાર સૂરત ગયેલુ. ૧૮૯૨મા સત્યવતી પોતાના નણંદ અનોપકુવરની આખ બતાવવા અમદાવાદના સિવિલ સર્જન ડૉ કૂકમ પાસે આવ્યા આ અનોપકુવર જાજરમાન હતા છતા માયાળુ પણ હતા, અને સત્યવતી એમનાથી કાઈક ડરતા પણ રહેતા તેજ સાલની આખરમા જ્યોતીન્દ્ર (બકુભાઈ)નો જન્મ થયો અને તેમને માટે સરદારસિંહ નામે લૈયો ખામ રાખવામા આવ્યો હતો

૧૮૯૩મા સત્યવતીના બહેન કુસુમના લગ્ન શંકરપ્રસાદ દેસાઈ જોડે થાય છે ૧૮૯૪મા સત્યવતી છોકરાને લઈને વ્યંકટભાઈને ત્યા જૂનાગઢ જાય છે ૧૮૯૫મા સતુભાઈના લગ્ન પ્રસગે લલ્લુભાઈનુ કુટુંબ પાછુ સુરત આવે છે અને વાલ્મિક કાયસ્થ જગજીવનદાસ ઉપપુરીના બગલામા રહે છે ૧૮૯૭મા સત્યવતી બાળકોને લઈને પાછા વ્યંકટભાઈને ત્યા જૂનાગઢ જાય છે અને કુટુંબીજનો હોળાની રમઝટ રમીને ખૂબ આનંદ લે છે આ જ સાલમાં મહારાજા તખ્તસિંહજી મૃત્યુ પામે છે અને મહારાજા ભાવસિંહજી ગાદીએ આવે છે

૧૮૯૮મા અનોપકુવરના કહેવાથી અને દબાણથી જ્યુમિત્રનુ લગ્ન વજ્લાલ ગગા ઓઝાના પુત્ર હરિભાઈના ચિરજીવ મોતી-લાલ સાથે કાઈક ઉતાવળથી થાય છે કારણકે અનોપકુવરની પુત્રી દુર્લભ ઘણી બીમાર હતી ઉપાય કર્યા છતા દુર્લભ

લગ્ન પછી થોડા કલાકમાં જ ગુજરી ગયા.

મહારાજા તખ્તસિંહજી ગુજરી જતાં દીવાન તેમજ રેવન્યુ કમિશનરની મોટી ઓથ ગઈ નવા મહારાજા સાથે બે ભાઈઓનું જૂના મહારાજા જેટલું ફાવ્યું નહિ; છતાં અંત એટલો જલ્દી આવશે એમ તો કોઈ પણ કલ્પી શકેલું નહિ.

લલ્લુભાઈ પોતે એક ઠેકાણે લખે છે કે:—

"૨૫મી ઓક્ટોબર, ૧૮૯૯નો દિવસ મારી સ્મૃતિમાં નહિ ભૂંસાય તેવી રીતે અંકાઈ ગયેલો છે. આ દિવસથી મારા જીવનમાં અસાધારણ પરિવર્તન આવી ગયું તે સમયે ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહ્યો હતો, અને રેવન્યુ ખાતાના મુખ્ય અધિકારી તરીકે ખેડુતોની ખોરાક, ઘાસચારો, અને પાણીની તંગી જેમ બને તેમ ઓછી પડે તે જોવાનું કામ મારૂં હતું. તે દિવસે સવારે સાત વાગ્યાથી હું ઓફિસનું કામ કરતો ઘેર બેઠો હતો. અને સાડા દસ સુધી કામ કર્યા બાદ હું જમ્યો. અને જરા આરામ લેતો હતો ત્યાં મહારાજા સાહેબનો માણસ એક સંદેશો લઈને આવ્યો કે મારે મહારાજાને તાબડતોબ મોતીબાગમાં મળવું."

લલ્લુભાઈ પોતે પણ ઓફિસ જવાની તૈયારી જ કરતા હતા એટલે એમની ગાડી તૈયાર થઈને ઊભી હતી તેવામાં મહારાજા તરફથી બીજી ગાડી પણ આવી પહોંચી આથી લલ્લુભાઈ બહાર નીકળતા હતા ત્યારે મોટા છોકરાએ મશ્કરી પણ કરી કે 'આજે તો તમે બે ગાડીમાં એકેક પગ મૂકીને ઓફિસ જવાના લાગો છો!'

લલ્લુભાઇ મોતીબાગમાં ગયા અને મહારાજાને મળ્યા

મહારાજાએ મને પોતાની સામેની ખુરશીમાં બેસાડ્યો અને પહેલાં તો એમના અને અમારા કુટુંબના મીઠા સંબંધ વિષે વાતો કરી તે પછી સહજમાં એમણે લલ્લુભાઇને કહ્યું કે તમે રાજીનામું આપો તો સારૂં ! છેલ્લા બે ત્રણ મહિનાથી લોકો મહારાજાના કાન ભંભેરતા હતા અને તે વાત લલ્લુભાઇથી અજાણી ન હતી એટલે આ સૂચનથી એમને લગીરે આશ્ચર્ય નહિ થયું ઉલટાનું લલ્લુભાઇએ તો વિનયથી કહ્યું કે રેવન્યુ કમિશ્નર તેમજ દુષ્કાળ કમિશ્નર એ બેની જોખમી પદવી મહારાજાનો વિશ્વાસ નહિ હોય તો ચલાવી શકાયજ નહિ આથી હું રાજીનામું આપવા તૈયાર છું આમ કહીને તેમણે ટેબલ ઉપર પડેલ કાગળિયા ઉપર રાજીનામું લખીને મહારાજાને આપી દીધું !

મહારાજાને આથી જરા આશ્ચર્ય તો થયું અને તેમણે કહ્યું કે આટલી ઉતાવળથી રાજીનામું આપવાની જરૂર નથી સાંજ સુધીમાં મોકલી આપશો તો પણ ચાલશે પછી લલ્લુભાઇ જવા ઉભા થયા ત્યારે મહારાજાએ કહ્યું કે 'તમે એમાં શું લખશો ?' લલ્લુભાઇ સમજી ગયા ને એમણે કહ્યું કે 'મહારાજાના કહેવાથી હું રાજીનામું આપું છું એવું નથી લખવાનો '

મોટરની ગાડીમાં બેસીને લલ્લુભાઇ સીધા વિઠ્ઠલદાસને ત્યાં ગયા અને ત્યાં ઉપરી તેમજ મોટાભાઇને કહેવું જોઇએ તેમ અથથી તે ઇતિ બધું કહ્યું વિઠ્ઠલદાસ નરવસ માનસના હતા એટલે આ વાતથી એમને જબરો આઘાત લાગશે એવો

લલ્લુભાઈને શક હતો પણ એવું કશું જ થયું નહિ, એટલું જ નહિ પણ બધી વાત માભળી લઈને મોટાભાઈએ કહ્યું કે આ ઉપરથી એમ લાગે છે કે મહારાજાએ આપણા કારભારને વખોડ્યો છે માટે મારે તો ખાસ રાજીનામું આપવું જોઈએ

લલ્લુભાઈના શબ્દોમા કહીએ તો "મે તો મોટાભાઈને બહુ સમજાવ્યા કે નાનાભાઈની પાસે રાજીનામું માગ્યુ એથી તમારે ક્રોધ કરીને દીવાનપદ છોડી દેવાની જરાકે જરૂર નથી પણ એ તો દઢ જ રહ્યા એમણે કહ્યું કે 'નાનાભાઈને રાજીનામુ આપવાનું અને તે પણ અસારની ટોકરીના વખતમા કહે છે તેનાથી હું રાજીનામુ આપવા તૈયાર થયો નથી પણ મહારાજાએ મને પૂછવું જોઈએ' વળી એમણે ઉમેર્યું કે આપણા કુટુંબના મારા સબંધની વાત મહારાજાએ કરી તે પણ બતાવી આપે છે કે એમની મરજી આપણા કુટુંબ સાથેનો સબંધ તોડવાની જ છે"

મોટાભાઈએ ચીફ મેડીકલ ઓફિસર ડો. બરજોરજી બહેરામજી અને નિવૃત્ત થયેલ હજૂર સેક્રેટરી રતીલાલ માણેકલાલને સલાહ માટે બોલાવ્યા. બંનેએ તેમને રાજીનામુ આપવાની ના પાડી છતા એઓ દઢ જ રહ્યા મોટાભાઈ સાથેના મારા આટલા વર્ષોના લાબા સબંધ છતાં પણ મને આ દઢતાથી નવાઈ લાગી મોટાભાઈએ પ્રથમ પોતાનું રાજીનામુ મોકલાવ્યુ અને પછી પોતાના સેક્રેટરી મારફતે મારૂ રાજીનામુ મોકલાવ્યુ આ બધુ કર્યા પછી હુ ઘેર ગયો ને મારી પત્નીને આ બધી વાતથી વાકેફ કરી અમને થયેલ આર્થિક નુકસાન તથા ન્યાતમા તેમજ ગામમા અમારા મોભાને પડેલ ફટકાથી તેને તો અત્યત દુખ થયુ. મે

તો એને સમજણ પાડી કે પિતાના વારસામાંથી મારે ભાગે જે આવ્યું હતું તેના વ્યાજમાંથી આપણે સારી રીતે રહી શકીએ તેમ છીએ; અને મોભાની વાતનો આધાર તો હવે પછી હું બીજાં ક્ષેત્રોમાં કેવું કામ કરી શકું છું તે ઉપર રહેવાનો છે.

આથી એ કાંઈક શાંત અને સ્વસ્થ થઈ એટલામાં અમુક એક માણસ મને મળવા આવ્યો. આ માણસ મારો વર્ષોનો મિત્ર અને મદદનીશ હતો પણ છેલ્લાં છેલ્લાં મહારાજા અને સર પ્રભાશંકર પટ્ટણીના કાન ભંભેરનાર તરીકેના માણસોમાં એનું નામ પણ ગણાતું હતું એથી એના આવવાથી અને જ્યારે એણે આવીને કહ્યું કે રાજીનામાના સમાચારથી પોતે બહુ દિલગીર થયો છે ત્યારે સત્યવતી બહુ ગુસ્સે થઈ ગયાં અને બોલી ઊઠયાં: "પહેલાં નોકરીમાંથી કઢાવ્યા અને પછી હવે આવીને દિલગીરી બતાવો છો!"

"આ માણસને મારી પત્નીએ વર્ષોથી એક કુટુંબીજન જેવો ગણ્યો હતો પણ એની સામે એણે ઘણું સાંભળ્યું હતું, વળી મારી પત્ની અમદાવાદથી અને એવા એક કુટુંબમાંથી આવી હતી કે જેઓ તડ ને ફડ બોલી દેવામાં અમુક પ્રકારની મગરૂબી માનતાં હતાં જ્યારે અમે તો દેશી રાજ્યોના વાતાવરણમાં ઉછરેલા હોવાથી અમારા મન ઉપરનો કાબૂ કોઈ વેળા ગૂમાવતા નહિ એટલું જ નહિ પણ આમ તડ ને ફડ તો બોલતાં શીખેલા જ નહિ. હું વચમાં પડ્યો અને સમાધાન કરાવવાનો મેં યત્ન પણ કર્યો પણ એ વચ્ચેની મૈત્રી તૂટી જ ગઇ. મને પોતાને તો આ પ્રસંગથી ખાસ લાગ્યું હોય એમ જણાયું નહિ કારણકે આ બનાવ બન્યા પછી હું તો થોડીવાર ઊંઘી પણ ઊઠેલો.

લલ્લુભાઈ ઊંઘી ઉઠ્યા એટલામાં મન્ત્રીશ રેવન્યુ કમિશ્નર ભરવાડા આવી પહોંચ્યા એમની સાથે લલ્લુભાઈએ ગામબહાર પાંચ માઈલ એક સ્થળ હતું તે જોવા માટે નક્કી કર્યું હતું પાણીની તંગી ટાળવા માટે તે સ્થળેથી પાઇપો મૂકીને પાણી લાવવાની યોજના માટે એ બન્ને જવાના હતા લલ્લુભાઈએ જ્યારે ભરવાડાને કહ્યું કે એ તો નોકરીથી છૂટા થયા છે અને હવે આવી શકશે નહિ ત્યારે ભરવાડાને તો પહેલાં એમ જ લાગ્યું કે લલ્લુભાઈ મશ્કરી કરે છે પણ જ્યારે એમની ખાતરી થઈ કે વાત સાચી છે અને મહારાજાએ જ એ રાજીનામું માગ્યું હતું ત્યારે એ બહુ દિલગીર થઈ ગયા પણ ખુદ મહારાજાએ જ એમને આ પદ ની ઉપર રાખેલા એટલે એમનાથી વધુ બોલાયું નહિ

તે પછી થોડા દિવસ સુધી પ્રભાશંકર પટ્ટણી અને હરિલાલ સવાઈતાને વિઠ્ઠલદાસને રાજીનામું ખેંચી લેવા બહુ સમજાવ્યા પણ એમણે પ્રત્યુત્તરમાં એટલું જ કહ્યું કે હું રાજીનામું પાછું ખેંચી લેવા તૈયાર છું જો લલ્લુભાઈનું રાજીનામું પણ ખેંચી લેવામાં આવે અને પછી જોઈએ તો લલ્લુભાઈ લાંબી રજા ઉપર ઊતરી જાય ને ત્યારબાદ નિવૃત્ત થાય સ્ટેટ એમને સ્ટેટના કાયદા પ્રમાણે પેન્શન અને ગ્રેચ્યુઇટી આપે, અથવા તો એમની સામે કશા આક્ષેપ હોય તો તે આક્ષેપ રજૂ કરીને એક ખાસ અદાલત મારફત તેમના ઉપર કામ ચલાવવામાં આવે પરંતુ મહારાજાએ આ બેમાંથી એક વાત સ્વીકારી નહિ કારણમાં એમ જણાવ્યું કે જ્યારે મેં એમને રાજીનામું આપવાની વાત કરી ત્યારે તેમણે ડોળા કકડાવીને મારી સામું જોવા કર્યું આ અવિનય હું ચલાવી લઈ શકું નહિ। પરિણામે અમારા બંનેના

રાજીનામા સ્વીકારી લેવામા આવ્યા.

વિઠ્ઠલભાઈએ સ્ટેટમા ૩૬ વર્ષ નોકરી કરી હતી જેમાં ૧૫ વર્ષ તો દીવાન તરીકે તેમણે ગાળ્યા હતા આથી નિયમાનુસાર એમને પેન્શન મળ્યુ લલ્લુભાઈને તો જોકે એમણે પણ ૧૯ વર્ષ નોકરી કરી હતી છતા પેન્શન કે ગ્રેચ્યુઈટી કશુ પણ આપવામાં આવ્યુ નહિ આવી મોટી પદવી ઉપરથી આમ કાંઈપણ નોટિસ અને કારણ આપ્યા વગર ખસેડવા એનો લેશપાત્ર રજ લલ્લુભાઈને નહિ થયેલો એના કારણમા પોતે જણાવેલુ કે પોતે કોઈના નોકર નથી અને કેવળ સ્વતંત્ર છે એ વાતથી પોતાને એટલો આનંદ થયો કે આ બાબતમા થયેલા અન્યાયથી પોતાને જરા દુ ખ થયેલુ નહિ પણ ઘણા માણસોએ લાગણીથી અને ઘણાઓએ દભથી દિલગીરી પ્રદર્શિત કરેલી પણ ત્રણ વ્યક્તિઓએ એવી વિશિષ્ટ રીતે એ પ્રસગે ઉદ્ગાર કાઢેલા કે લલ્લુભાઈના સ્મરણપટે એ કોતરાઈ રહેલા

"એમ એ એક ના ભાવનગરના મેનેજર જે સ્કોચ હતા તેમણે કહેલુ કે વાર્ષિક રૂ ૭,૨૦૦ કરતા આ સ્વતત્રતા ખરેખર વધારે મૂલ્યવાન છે અને સ્વાતત્ર્ય અટલુ સસ્તુ પ્રાપ્ત થયુ એને લઇને તમારે તો સતોષ વ્યક્ત કરવો જોઇએ

"બીજા ગૃહસ્થ સયુક્ત પ્રાતના હિંદી હતા અને ઇમ્પીરિયલ સર્વીસ ટ્રુપના નિવૃત્ત કમાન્ડર હતા તેમણે મને કહેલુ કે ૩૦ કરોડ હિંદીઓમા માત્ર એક લાખ માણસની જેટલી આવક છે તે આવક તો તમને વગર પગારે પણ છે તો પછી તમારે જીવ

બાળવાનું કારણ જ ક્યાં છે!

"ત્રીજા ગૃહસ્થ પારસી હતા, મુંબઈ યુનિવરસિટીના એમ. એલ. બી. હતા, અને રાજ્યમાં જ્યુડિશિયલ ખાતામાં ઊંચી પદવીએ હતા. તેમણે તો હસતાં હસતાં એમ કહી નાખ્યું કે મહારાજા સાહેબ 'રાજીનામું' શું એનો અર્થ જ સમજ્યા નહિ હોય માટે રાજીનામું મોકલતા પહેલાં તમારે એને બરાબર અર્થ સ્પષ્ટ કરવો જોઈતો હતો!"

લલ્લુભાઈએ અને એમના મોટાભાઈએ તો રાજીનામા આપી દીધા હતા અને તે મંજૂર પણ થઈ ગયાં હતાં; પણ વિઠ્ઠલભાઈના મોટા પુત્ર ભૂપતરાય પણ રાજ્યની નોકરીમાં હતા અને તેમને માસિક રૂ. ૫૦૦નો દરમાયો મળતો હતો. આખાં કુટુંબે રાજ્ય સાથેનો સંબંધ નહિ છોડી દેવો એ નિશ્ચયથી ભૂપતરાયને રાજીનામું આપવા નહિ દીધું. પ્રભાશંકર પટ્ટણીની એમના ઉપર મહેરબાની પણ હતી તેથી આ બધાએ ધારી લીધું કે એને તો કશી અડચણ નહિ આવે. પણ વિઠ્ઠલભાઈના પુત્ર તરીકે એને પણ થોડુંક તો સહન કરવું પડ્યું. તેના પગારમાં, કશા પણ કારણ વિના, મહારાજાએ રૂા. ૧૦૦નો ઘટાડો કર્યો. તે વખતે એમ ધારવામાં આવતું હતું કે મહારાજાને તો દીવાનના પેન્શનમાં ઘટાડો કરીને પોતાની ખફગી બતાવવી હતી. પણ તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ હંટર વિઠ્ઠલભાઈના ખાસ મિત્ર હતા અને તે આવો અન્યાય થતાં જરૂર પોતાનો વિરોધ દર્શાવશે એમ ધારીને મહારાજાએ પિતાને બદલે પુત્ર ઉપર વેર વાળ્યું!

લલ્લુભાઇ અને વિઠ્ઠલભાઈના ભાણેજ રતીલાલે તો આ પ્રસંગે પોતાનો વિરોધ દર્શાવવા રાજીનામું આપી દીધું અને એના અકાળ અવસાન સુધી લલ્લુભાઇના "પર્સનલ મંત્રી" અને લલ્લુભાઇના બાળકોના વાલી તરીકે જીવન ગુજાર્યું હતું.

આ પ્રમાણે લલ્લુભાઇનું ભાવનગરના રાજ્યના એક મોટા અધિકારી તરીકેનું જીવન પૂરૂં થયું.



## પ્રકરણ અઢારમું

લલ્લુભાઈ પચ્ચીસ વર્ષ સુધી મુખ્ય મહેસુલી અધિકારી હતા, તેમની કૃપા મેળવવાની ઇચ્છા રાખતા અનેકાનેક માનવીઓથી વીંટળાયેલા રહેતા અને તેમનું જીવન સતત કામમાં રચ્યુંપચ્યું રહેતું એક ક્ષણમાં એ પરિસ્થિતિ બદલાઈ ગઈ એટલે એમને એકલવાયું લાગવા માંડ્યું પણ એમણે એ એકલવાયાપણું સાલવા નહિ દીધું એમને ફાજલ પડેલો સમય પોતાના ભત્રીજા ભાસ્કરરાવને ભણાવવા અને પત્ની તથા બાળકોના સહવાસમાં ગાળવા માંડ્યો કેટલાક માણસો ત્યારે પણ તેમની પાસે જતા અને પોતાના એવા વર્તનથી બતાવતા કે મહારાજાની અવકૃપા છે છતાં પોતે તો લલ્લુભાઈને પહેલાં જેટલું જ માન આપવા ઇચ્છે છે

દેશી રાજ્યોમાં મહારાજાની કૃપા અથવા અવકૃપાથી મનુષ્યની જીંદગીમાં આર્થિક, સામાજિક વગેરે જીંદગીમાં ઘણું મોટું પરિવર્તન આવી જાય છે પણ ભાવનગરમાં તો મહારાજાએ બહારથી કાંઈ ખાસ અવકૃપા બતાવેલી નહિ તેમજ પ્રભાશંકર પટ્ટણીએ વિઠ્ઠલભાઈ જોડે સારો વર્તાવ રાખેલો એથી બંને ભાઈઓને તેમની નિવૃત્તિમાં પણ સુખ મળવા માંડ્યું.

રાજ્યોમાં મોટા કુટુંબોમાં સ્ત્રીઓ ઘણુંખરૂં તે સમયમાં રોજનો કલાક–દોઢ કલાક પુરાણોના શ્રવણમાં ગાળતી. આ પ્રમાણેનું વાચન કરવા લલ્લુભાઇને ત્યાં નરભેરામ જાની આવતા. તે બહુ વિદ્વાન હોવાથી લલ્લુભાઇએ પણ નિવૃત્ત થયા કેડે તેમની પાસે વેદાંત અને પુરાણોનો અભ્યાસ વધારવા માંડ્યો.

આ સિવાય લલ્લુભાઈ અંગ્રેજી નવલકથાઓ વાંચીને સરસ્વતી તથા પુત્રીઓ તેમજ નરભેરામ જાની અને નારણદાસ મોતીરામને સંભળાવતા. નારણદાસ તે વેળા રાજ્યમાં મદદનીશ સરજન હતા. લલ્લુભાઇના પિતાની અંતિમ માંદગીમાં નારણદાસજ પાસે રહેલા અને પરિણામે એક કુટુંબીજન બની રહેલા. લલ્લુભાઇના રાજીનામાથી નારણદાસના વર્તનમાં જરા પણ ફેર પડયો નહોતો. પોતાને સંતાન નહોતાં એથી નારણદાસ લલ્લુભાઇના સંતાનોને પોતાનાં બાળકો માફકજ ચાહતા. આ બધા એમનામાં રહેલ ગુણ જોઇને લલ્લુભાઇએ કહેલું કે "નારણદાસ જેવા સચ્ચા, વફાદાર મિત્રો જગતમાં બહુ થોડા જોવામાં આવે છે અને એમના જેવાને આપણે મળીએ ત્યારે આપણને માનવજાતમાં શ્રદ્ધા વધે છે."

આ બે ગૃહસ્થો સિવાય અન્ય ઘણા વફાદાર અને સ્નેહાળ

મિત્રો આવજા કરતા હતા પણ આ બે તો દરરોજ બે વખત નિયમિત હાજરી આપતા અને રાતે તો લલ્લુભાઈ સુવા જાય ત્યારેજ ઘેર જતા. આ ઉપરાંત આ બેમાંથી કોઈ પણ નાગર જ્ઞાતિનો ન હતો અને નારણદાસ તો ભાવનગર રાજ્યના વતની પણ નહોતા. મૈત્રીમાં આમનાથી સહેજજ પાછળ રે. અનંતરાય (લલ્લુભાઈના સગા) અને સુરતવાળા ડૉ. શિવનાથ સહેલાઈથી આવી શકે.

અનોપકુંવરે એક બાધા રાખી હતી કે જનોઈની વિધિ થાય તે પહેલાં વૈકુંઠભાઈને આબુ પાસે આવેલ મોટાં અંબાજીને પગે લગાડવા. આથી ૧૯૦૦માં લલ્લુભાઈ અને કુટુંબ ત્યાં જવા નીકળ્યાં. વિઠ્ઠલભાઈ મરહુમ મહારાજા તખ્તસિંહજી સાથે ત્યાં ગયેલા એટલે ઓળખાણ ઘણી હતી અને એને પરિણામે મુસાફરીમાં જરાય મુશ્કેલી નડી નહિ. નાગરોને પ્રથમ પૂજા કરવાનો અધિકાર હતો અને આ કુટુંબજ નાગર હતું એટલે ઘણાં માણસો પૂજા માટે હાજર હતાં છતાં આ કુટુંબનેજ પહેલી તક આપવામાં આવી.

આબુથી અનોપકુંવર અને બીજાં બધાં ભાવનગર ગયાં ત્યારે લલ્લુભાઈ અને તેમનું કુટુંબ અમદાવાદ ગયાં.

સથી લલ્લુભાઈ મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠીને મળવા ગયા તેમણે મુ બઈ જઈને શુ કરવુ એ વિષેની સલાહ પૂછી મન સુખરામે જણાવ્યુ કે મુ બઈમા સર ફિરોઝશાહ મહેતાની આગેવાની નીચે તેમણે રાજ્યદ્વારી ક્ષેત્રમા પડવુ લલ્લુભાઈની ઇચ્છા રાજ્યદ્વારી કરતા સસાર સુધારાના ક્ષેત્રમા કાર્ય કરવુ એવી હતી પણ મન સુખરામે તેની વિરૂદ્ધ બોલતા જણાવ્યુ કે "મહાત્મા ગૌતમ બુદ્ધ જે ન્યાતજાત દૂર નહિ કરી શકયા તો આ સુધારકો તેમ કરી શકવાના હતા!' સાથે સાથે લલ્લુભાઈને એમ પણ જણાવ્યુ કે જ્યારે લલ્લુભાઈ રેવન્યુ કમિશનર હતા ત્યારે જે રીતનુ વર્તન મ. સુખરામે તેમની સાથે રાખેલુ તેવુ વર્તન તેમણે આ વેળા નહિ બતાવ્યુ પણ કાઇક ઉદાસીનતા અને અતડાપણુ દાખવ્યુ

તે પછી નડિયાદમા નિવૃત્તજીવન ખેડતા ગોવર્ધનરામને લલ્લુભાઈ મળ્યા તેમણે તો રાજ્યના મોટા અમલદાર અને નિવૃત્ત થયેલ અમલદાર વચ્ચે જરા પણ ભેદભાવ બતાવ્યો નહિ. બહુ મીઠાશથી વાતો કરી જ્યારે ગોવર્ધનરામ વકીલ તરીકે પૈસાની ટકશાળ પાડતા હતા ત્યારે જેવુ શાંત અને સુખી જીવન ગાળતા હતા તેવુજ જીવન આ પ્રમાણમા ગરીબાઈમા પણ ગાળતા હતા તે જોઈને લલ્લુભાઈને વધુ શાંતિ થઈ તેમજ વધુ હિંમત

આવી. તેમને લાગ્યું કે જો ગોવર્ધનરામે આવડી આવકને લાત મારી તો પોતે તો હજી પણ સારી આવક ધરાવતા હતા— ગોવર્ધનરામની નિવૃત્તિની આવક કરતાં લગભગ ૭ ગણી આવક તેમને હતી તો પછી એમને ચિંતા અને વ્યગ્રતા શા માટે હોવી જોઈએ! હા, રાજ્યના માસિક છસોનો પગાર, ગાડીઘોડા અને પટાવાળાનો એક રસાલો હવે નહોતો. પણ એનું મૂલ્ય ખાસ જણાયું નહિ.

ગજીનામુ આપ્યા પછી થોડાજ સમયમાં લલ્લુભાઈને જણાવા લાગ્યું કે ભાવનગરમાં જાહેર પ્રવૃત્તિ માટે તેમજ હુન્નર ઉદ્યોગ અને વેપાર માટે ખાસ ક્ષેત્ર નથી. તે માટે તો મુંબઈ અથવા અમદાવાદજ ઠીક થઈ પડે. અમદાવાદમાં પોતાને ઓળખાણ વધારે, તેમજ ધંધા માટે તક પણ સારી એમ તો એમને લાગતું હતું છતાં મુંબઈનું આકર્ષણ એમને વધારે જણાતું હતું. ભાવનગરમાં ને ભાવનગરમાં રહી શાંત જીવન ગુજારવાથી લોકોમાં પોતે નિષ્ફળ માનવી તરીકે જ ગણાશે એવી ભીતિ પણ તેમને હતી. મોટાભાઈએ તો એમને સલાહ આપી કે એમણે સંતોષ માનીને ભાવનગરમાંજ રહેવું. મુંબઈ જવા અને ત્યાં વધારે કમાયા નહિ તો બન્ને ઘર ચલાવવાં પણ ભારે પડી જશે, પણ વિઠ્ઠલભાઈ પ્રૌઢ માનસથી વિચારતા હતા ત્યારે લલ્લુભાઈનું માનસ

તો હજી જુવાન હતું, જીવનના ઝંઝાવાતમાં સક્રિય ભાગ લઈ લડી લેવું એવી તેની માન્યતા હતી. આમ જ્યારે લલ્લુભાઇ પોતાના નિર્ણયમાં દઢ રહ્યા ત્યારે વિઠ્ઠલભાઇએ એમને એટલું કહ્યું કે જો તમારે જવું હોય તો પણ એક વર્ષ પછીજ જવું; કારણ કે એમ જલદી ભાવનગર છોડવાથી નવાં કારભારીતંત્રની વિરૂદ્ધમાં આ પગલું ભરવામાં આવ્યું છે એવો અર્થ પણ કરવામાં આવે. લલ્લુભાઇ જ્યારે અંબાજીની યાત્રા કરવા ગયા હતા ત્યારે વિઠ્ઠલભાઇની દીવાનની જગ્યાએ ગૌરીશંકર ઉદયશંકરના જ્યેષ્ઠ પુત્ર વજેશંકરને નીમવામાં આવ્યા હતા જ્યારે રેવન્યુ કમિશનર તરીકે ગોપાલદાસ વિહારીદાસને નિયુક્ત કરવામાં આવ્યા હતા.

આ સિવાય વિઠ્ઠલભાઈ જ્યોતિષમાં માનતા હતા અને તેમની માન્યતા પ્રમાણે એક વર્ષ પછી લલ્લુભાઈ તેમજ વિઠ્ઠલભાઇના ગ્રહ સુધરવાના હતા. એટલે પણ એમણે એક વર્ષ થોભી જવાની લલ્લુભાઇને સલાહ આપી.

ભયંકર દુષ્કાળ અને ગહનરોગોમાં માણસોની ગીરદીને લઇને ભાવનગરમાં ૧૯૦૦માં કોલેરા તીવ્ર સ્વરૂપે ફાટી નીકળ્યો. સત્યવતીને પણ અલ્પ પ્રમાણમાં આ રોગ થયો હતો પણ ડૉ. શિવનાથની કાળજી અને ચિકિત્સાથી તે મટી ગયો હતો.

આ પ્રમગે એક વિચિત્ર બનાવે લલ્લુભાઈને બહુ વિહ્વળ કરી મૂક્યા હતા. એમના કુટુંબમા બહુ સારૂં સ્થાન પામેલ એક યુવાનને ક્ષયરોગ થયો અને તેની સ્થિતિ ઘણી ગભીર થઈ ગઈ પોતે મૃત્યુ પામે તે પહેલા એક વખત લલ્લુભાઈને મળવાની તેણે તીવ્રેચ્છા બતાવી લલ્લુભાઈ તેને જોવા જવા તૈયાર થઈ ગયા પણ ડૉકટરોએ, મિત્રોએ, તેમજ કુટુબીજનોએ તેમ નહિ કરવા તેમને ખૂબ આગ્રહ કર્યો લલ્લુભાઈને એક તરફથી સ્નેહી પ્રત્યેની ફરજ અને બીજી તરફ પોતાના પત્ની અને બાળકો પ્રત્યેની જવાબદારી એ બે વાતે ઘણા વ્યગ્ર બનાવ્યા આખરે લલ્લુભાઈએ ડૉક્ટરની સલાહ માની પણ એને પરિણામે એમને દુ ખ ઘણું થયુ સુભાગ્યે પેલો જુવાન મદવાડમાથી સારો થઈ ગયો અને લલ્લુ-ભાઈએ તેને પોતાની કફોડી સ્થિતિ લખાણથી સમજાવી જુવાનને એથી સતોષ થયો હોય તેમ લાગ્યુ

આખરે જ્યારે લલ્લુભાઈએ મુબઈ જવાનો નિર્ણય કરી લીધો ત્યારે તેમણે મનઃસુખરામને પૂછાવ્યુ કે જ્યા સુધી મુબઈમા નવુ ઘર ન મળે ત્યા સુધી પોતે એમને ત્યા રહે ? જવાબમા નકાર આવ્યો એથી લલ્લુભાઈને બહુ આશ્ચર્ય અને જરા દુ ખ પણ થયેલુ આ ઉપરથી વિઠ્ઠલભાઈએ સર ચૂનિલાલ મહેતાના પિતા વિજભૂખણદાસને આ મતલબનુ લખ્યુ જેનો જવાબ ત્વરથી

આવ્યો કે પોતાનુ ઠાકુરદ્વાર ઉપરનુ ઘર છે તેમાં ખુશીથી મરજી પડે ત્યાં સુધી લલ્લુભાઇ રહે!

જેમને રાજ્યો સાથે સબંધ છે એવી વ્યકિતઓ રાજ્યમાંથી નીકળી ગયેલ મિત્રો જોડેનો સબંધ કેવો શિથિલ કરી નાખે છે તેનો નમુનો લલ્લુભાઇને મનસુખરામના વર્તન ઉપરથી મળેલો જ્યારે વિજભૂખણદાસને રાજ્યો જોડે કશો સબંધ નહિ એટલે એમનું વિઠ્ઠલભાઇ અને લલ્લુભાઇ તરફનું વર્તન એવુ ને એવુજ રહ્યુ હતુ.

શેઠ વિજભૂખણદાસને આભારનો પત્ર લખી નાખવામાં આવ્યો તેમજ તેમની સૂચના મુજબ ઠાકુરદ્વાર પાસે આવેલ મકાન પોતે વાપરશે એમ લલ્લુભાઇએ જણાવી દીધુ અને પછી ૧૯૦૦ના ઓકટોબરમા લલ્લુભાઇએ ભાવનગર છોડીને મુંબઈ તરફ પ્રયાણ કર્યું.

૧૯૦૦ની સાલ રાજ્યમાંથી મોટા અને મહત્વના ઓદ્દા ઉપરથી મળેલી પોતાની ફારગતી, તે સમય સુધી વીતાવેલ જીવનની પ્રણાલિકાથી કેવળ ભિન્ન પ્રણાલિકા સ્વીકારવા મુબઈ તરફ જવા માટેનું પ્રયાણ વગેરે ઉપસ્થિત થયેલ પરિસ્થિતિમા લલ્લુભાઇને પોતાના આત્મબળમા શ્રદ્ધા હતી, પોતાની કાર્યદક્ષતા વિષે દૃઢ વિશ્વાસ હતો, વડીલ બંધુ તરફથી મળેલ તાલીમથી તૈયાર થયેલ

આ પ્રસંગે એક વિચિત્ર બનાવે લલ્લુભાઈને બહુ વિહ્વળ કરી મૂક્યા હતા. એમના કુટુંબમાં બહુ સારૂં સ્થાન પામેલ એક યુવાનને કોલેરા થયો અને તેની સ્થિતિ ઘણી ગંભીર થઈ ગઈ પોતે મૃત્યુ પામે તે પહેલાં એક વખત લલ્લુભાઈને મળવાની તેણે તીવ્રેચ્છા બતાવી લલ્લુભાઈ તેને જોવા જવા તૈયાર થઈ ગયા પણ ડૉક્ટરોએ, મિત્રોએ, તેમજ કુટુંબીજનોએ તેમ નહિ કરવા તેમને ખૂબ આગ્રહ કર્યો. લલ્લુભાઈને એક તરફથી સ્નેહી પ્રત્યેની ફરજ અને બીજી તરફ પોતાના પત્ની અને બાળકો પ્રત્યેની જવાબદારી એ બે વાતે ઘણા વ્યગ્ર બનાવ્યા આખરે લલ્લુભાઈએ ડૉક્ટરની સલાહ માની પણ એને પરિણામે એમને દુઃખ ઘણું થયુ. સુભાગ્યે પેલો જુવાન મંદવાડમાંથી સારો થઇ ગયો અને લલ્લુભાઈએ તેને પોતાની કફોડી સ્થિતિ લગાણીથી સમજાવી. જુવાનને એથી સંતોષ થયો હોય તેમ લાગ્યુ

આખરે જ્યારે લલ્લુભાઈએ મુંબઇ જવાનો નિર્ણય કરી લીધો ત્યારે તેમણે મનઃસુખરામને પૂછાવ્યુ કે જ્યાં સુધી મુંબઇમાં નવુ ઘર ન મળે ત્યાં સુધી પોતે એમને ત્યાં રહે ? જવાબમાં નકાર આવ્યો એથી લલ્લુભાઈને બહુ આશ્ચર્ય અને જરા દુખ પણ થયેલું. આ ઉપરથી વિઠ્ઠલભાઇએ સર ચૂનિલાલ મહેતાના પિતા વ્રિજભૂખણદાસને આ મતલબનું લખ્યુ જેનો જવાબ ત્વરાથી

આવ્યો કે પોતાનું ઠાકુરદ્વાર ઉપરનું ઘર છે તેમાં ખુશીથી મરજી પડે ત્યાં સુધી લલ્લુભાઇ રહે!

જેમને રાજ્યો સાથે સંબંધ છે એવી વ્યક્તિઓ રાજ્યમાંથી નીકળી ગયેલ મિત્રો જોડેનો સંબંધ કેવો શિથિલ કરી નાખે છે તેનો દાખલો લલ્લુભાઇને મનઃસુખરામના વર્તન ઉપરથી મળેલો. જ્યારે વિજભૂખણદાસને રાજ્યો જોડે કશો સંબંધ નહિ એટલે એમનું વિઠ્ઠલભાઇ અને લલ્લુભાઇ તરફનું વર્તન એવું ને એવુંજ રહ્યું હતું.

શેઠ વિજભૂખણદાસને આભારનો પત્ર લખી નાખવામાં આવ્યો તેમજ તેમની સૂચના મુજબ ઠાકુરદ્વાર પાસે આવેલ મકાન પોતે વાપરશે એમ લલ્લુભાઇએ જણાવી દીધું. અને પછી ૧૯૦૦ના ઓક્ટોબરમાં લલ્લુભાઇએ ભાવનગર છોડીને મુંબઈ તરફ પ્રયાણ કર્યું.

૧૯૦૦ની સાલ. રાજ્યમાંથી મોટા અને મહત્વના ઓદ્ધા ઉપરથી મળેલી પોતાની ફારગતી, તે સમય સુધી વીતાવેલ જીવનની પ્રણાલિકાથી કેવળ ભિન્ન પ્રણાલિકા સ્વીકારવા મુંબઈ તરફ જવા માટેનું પ્રયાણ વગેરે ઉપસ્થિત થયેલ પરિસ્થિતિમાં લલ્લુભાઇને પોતાના આત્મબળમાં શ્રદ્ધા હતી, પોતાની કાર્યદક્ષતા વિષે દૃઢ વિશ્વાસ હતો, વડીલ બંધુ તરફથી મળેલ તાલીમથી તૈયાર થયેલ

આત્મની વિજય પ્રાપ્ત કરવાની શક્તિ વિશે શંકા નહોતી. છતાં સુસ્પષ્ટ વર્તમાનને ત્યાગી અસ્પષ્ટ ભાવિને અપનાવતાં લલ્લુભાઈએ ઠીક ઠીક ગ્લાનિ, સંદેહ, વ્યગ્રતા અને અસ્વસ્થતા અનુભવેલ. એમને ખબર ક્યાંથી હોય કે ભાવિમાં નિર્માયેલ જીવનના વિશાળ અને અસામાન્ય પટની તુલનામાં વર્તમાનનો જીવનપટ ઘણો ઘણો અલ્પ અને સામાન્ય હતો!